ૐ

# સાધક-સાથી

ભાગ–૨

: લેખક :

ડૉ. મુકુંદ સોનેજી



પ્રકાશક

શ્રીસત્શ્રુત–સેવા–સાધના કેન્દ્ર

પ્રમુખ : શ્રી ચંદુલાલ છોટાલાલ મહેતા

મીઠાખળી. મહારાષ્ટ્ર સોસાયટી

અમદાવાદ–૩૮૦ ૦૦૬.

| શ્રી જિનસંવત | વિક્રમ સંવત | સને | પ્રથમ આવૃત્તિ |
| --- | --- | --- | --- |
| ૨૫૦૫ | ૨૦૩૫, ચૈત્ર સુદ ૧૦ | ૧૯૭૯ | પ્રત ૩૦૦૦ |

કિંમત ૭ રૂપીયા

# પ્રાપ્તિસ્થાન

(૧) જૈન પ્રકાશન મંદિર
૩૦૯/૪, ડોશીવાડાની પોળ,
અમદાવાદ–૧.

(૨) શ્રી સરસ્વતી પુસ્તક ભંડાર,
રતનપોળ, હાથીખાના,
અમદાવાદ–૧.

(૩) શ્રીમદ્ રાજચંદ્ર સ્વાધ્યાય મંદિર,
પંચભાઈની પોળ,
પ્રાણુલાલશેઠનુ ડહેલુ, ઘીકાંટા,
અમદાવાદ–૧.

(૪) ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધીમાર્ગ, ફુવારા સામે,
અમદાવાદ–૧

(૫) શ્રી શાંતિલાલ સી. મહેતા.
૪૫, કુલપતિ મુન્શી માર્ગ,
સાગર વિહાર, ચોપાટી,
મરચન્ટ કલબની સામે, મુબઈ–૭

(૬) શ્રી છોટાલાલ એન. ભીમાણી
૯, શંકર પ્રકાશ, ૭ રાજાવાડી
ઘાટકોપર (પૂર્વ) મુબઈ-૪૦૦૦૭૭

(૭) પ્રકાશ જવેલર્સ, શરાફ બજાર,
નવા નાકારોડ, રાજકોટ.

(૮) નેશનલ સાયકલ વર્કસ,
કંસારા બજાર, ભૂજ.

(૯) મહેન્દ્રકુમાર ઉત્તમચંદ
કાપડના વહેપારી
દિવાનપરા રોડ, ભાવનગર.

(૧૦) શ્રી નવીનતભાઈ પી. શાહ,
એ. કે. ઇન્ડસ્ટ્રીઝ,
૨૦/૨૧, કાસામેજર રોડ
પો. બો ૩૦૨૦ મદ્રાસ. ૬૦૦૦૦૮.

(૧૧) શ્રી મનુભાઈ બી. મહેતા
૬–એ. નીલકમલ ફલેટ્સ
૪૧, એલ્ગીન રોડ, કલકત્તા–૨૦

(૧૨) શ્રી નાનુભાઈ આર. વોરા ૧૨–B,
વુડબર્ન કોર્ટ, ૧૦A, એલ્જિન
રોડ, કલકત્તા–૭૦૦ ૦૨૦

## સંસ્થાનાં પ્રકાશનો

(I) ભક્તામર–સ્તોત્ર (ગુજ. પદ્યાનુવાદ)
(II) સાધના–સોપાન
(III) તેનો તું બોધ પામ
(IV) ચારિત્ર્ય–સુવાસ
(V) સાધક–સાથી ભાગ–૧
(VI) અધ્યાત્મજ્ઞાન પ્રવેશિકા
(VII) સાધક–સાથી ભાગ–૨

---

મુદ્રક : ભગવતી પ્રેસ. અજય એસ્ટેટ, દુધેશ્વર રોડ, અમદાવાદ–૩૮૦ ૦૦૧



# સમર્પણ

જેઓનાં જીવન
અને ઉપદેશ-વચનામૃતથી
આ ગ્રંથના લેખકના વર્તમાન
જીવનમાં આમૂલ પરિવર્તન આવ્યુ. પરમ
પવિત્રતા પ્રાપ્ત કરવાની પુનઃ પુનઃ પ્રેરણા મળી
અને જેમનો પ્રત્યુપકાર કોઈ પણ રીતે વાળી શકાવો
સંભવતો નથી. તેવી લૌકિક અને લોકોત્તર ગુણોથી વિભૂષિત
મહાન ત્રિપુટી

(૧) શ્રમણ ભગવાન મહાવીરસ્વામી
(૨) અપ્રમત્ત યોગીશ્વર શ્રી કુંદકુંદસ્વામી
(૩) પરમ તત્ત્વજ્ઞ શ્રીમદ્ રાજચંદ્રજી

તેઓનાં ચરણકમળ વિષે
સાદર સમર્પિત

—દાસાનુદાસ લેખક

ૐ

# આમુખ

સાધક-સાથી ભાગ ર-નું પ્રગટીકરણ થતાં આ ગ્રંથ હવે પૂર્ણ થાય છે.

ગ્રંથના પ્રથમ ભાગની પ્રસ્તાવના આદિ પણ આ ભાગમાં આપવામાં આવેલ છે જેથી સમગ્ર ગ્રંથ વિષે વાચકવર્ગને ખ્યાલ આવી શકે.

અધ્યયન ખંડોના 'જીવંત દૃષ્ટાંતો'ના પેટાવિભાગ માટે એક સ્પષ્ટતા કરવાની આવશ્યકતા જણાય છે. જે જે સત્યાર્થોનું પ્રતિપાદન આ ગ્રંથમાં થયું છે તેને સર્વથા અનુરૂપ ઇતિહાસ પ્રસિદ્ધ જીવંત દૃષ્ટાંતો મળી શકવાં અસંભવ હોવાથી જે કોઈ ઓછેવત્તે અંશે અનુરૂપ હોય તેવાં દૃષ્ટાંતો રજૂ કરવામાં આવ્યાં છે. લેખક માટે બે વિકલ્પો હતા — કાં તો પૌરાણિક કથાઓ રજૂ કરવી અથવા તો ઇતિહાસપ્રસિદ્ધ સત્ય ઉદાહરણો રજૂ કરવા. વર્તમાન દેશકાળને જોતાં બીજો વિકલ્પ વધુ ઉપકારક લાગવાથી તે ગ્રહણ કર્યો છે અને તેથી તેવા જ દૃષ્ટાંતો રજૂ કર્યાં છે.

સાધકો અને અભ્યાસી મુમુક્ષુઓએ પરિશિષ્ટ-વિભાગ અવશ્ય જોવા યોગ્ય છે.

શાંત ચિત્તથી સ્વાધ્યાય કરી જેમ બને તેમ મનન અને પ્રયોગ પ્રત્યે વળવાથી આત્મશુદ્ધિના અંશો વધશે અને જીવનમાં સાત્ત્વિક તથા તાત્ત્વિક પ્રસન્નતાની વૃદ્ધિ થશે। ૐ

— લેખક

# પ્રકાશકનું નિવેદન

**સંસ્થાનો ટૂંકો પરિચય :**

શ્રીસત્શ્રુત સેવા સાધના કેન્દ્રની સ્થાપના વિ. સં. ૨૦૩૧ના વૈશાખ સુદ ૧૦ [૯–૫–૧૯૭૫] ભગવાન શ્રી મહાવીર સ્વામીના કેવળજ્ઞાન કલ્યાણકના પવિત્ર દિવસે કરવામાં આવી હતી. ઉત્તમ અધ્યાત્મપ્રધાન સાહિત્યની પ્રભાવના થાય અને તે દ્વારા અભ્યાસીઓને સત્ય તત્ત્વનું પરિજ્ઞાન કરવામાં અને સાધકજીવોને સત્યધર્મની આરાધનામાં માર્ગદર્શન અને પ્રેરણા મળે તેવો ઉદાત્ત આશય આ સંસ્થાની સ્થાપના પાછળ રહેલો છે. આ આશયને અનુલક્ષીને વિ. સં. ૨૦૩૨માં 'સાધના-સોપાન' (આત્મોન્નતિનો ક્રમ) અને 'તેનો તું બોધ પામ'; વિ. સ. ૨૦૩૩માં 'ચારિત્ર્ય-સુવાસ' તેમ જ સં. ૨૦૩૪માં 'સાધક–સાથી' (ભાગ–૧) અને અધ્યાત્મજ્ઞાન-પ્રવેશિકા નામનાં પુસ્તકો પ્રગટ કરવામા આવ્યાં હતાં.

આ વખતે ચોથા વર્ષના અંતે ડૉ. શ્રી. સોનેજી કૃત 'સાધક–સાથી' (ભાગ–૨) વાચકોની સમક્ષ રજૂ કરીએ છીએ અને દર વર્ષે પુસ્તક આપવાની સંસ્થાની મહેચ્છા પૂર્ણ થતી જોઈ આનંદ અનુભવીએ છીએ.

**આ પુસ્તક અને તેના લેખક અંગે :**

પુસ્તક અને તેના લેખક અંગેની માહિતી 'સાધક-સાથી' ભાગ–૧ના પ્રકાશકીય નિવેદનમાં આપેલી છે એટલે તેનું અત્રે પુનરાવર્તન કરતા નથી. અહીંયાં તો એટલું જ કહેવું પ્રસ્તુત છે કે જેમ જેમ સાધક આગળ વધે છે તેમ તેમ તેની સાધનાની સુવાસ આપોઆપ ફેલાઈ જાય છે; અને પછી તો તેનું જીવન જ તેની ઓળખાણ બની જાય છે.

લેખકને મન આ લખાણો તેમના સાધકજીવનનો જ ભાગ છે. લખાણો તો અત્યારે ઘણાં થઈ રહ્યાં છે પરંતુ જે લેખકના લખાણમાં અનુભવનો પુટ લાગેલો હોય છે તે સાધક-વર્ગને વધારે અસર ઉપજાવવા સમર્થ બને છે. ડૉ. સાહેબના

લખાણોમાં આવું જ કંઈક બની રહ્યું છે તે તેમનાં પુસ્તકોની વધતી માગથી અને મળતા અભિપ્રાયોથી અનુભવી શકાય છે. વળી ડૉ. સાહેબનાં લખાણો જીવનની દૈનિકચર્યાને કેવી રીતે ધર્મમય બનાવી શકાય તેના ઉપર વધુ ભાર આપતાં હોવાથી અનેક સાધકોને ધર્મમય જીવન બનાવવામાં પ્રત્યક્ષપણે ઉપયોગી બની શકે તેવાં છે; અને આ વાતનો અનુભવ વાચકને પ્રસ્તુત પુસ્તક વાંચ્યા પછી થયા વિના નહીં રહે એવી અમને ખાતરી છે.

આ પુસ્તકના દરેક પ્રકરણને અંતે આપેલાં સંતોનાં જીવનનાં પ્રેરણાદાયક દૃષ્ટાંતો અને શાસ્ત્રોના આધારે દર્શાવેલાં તે તે વિષયના માહાત્મ્ય પ્રત્યે વાચકવર્ગનું ધ્યાન દોરીએ છીએ.

સાધકનો સંતોષ. અન્ય જીવો સાધનામા આગળ વધે તેમાં હોય છે. આ પુસ્તકના વાચનથી થોડા સાધકોને પણ જો સ્વ-પર હિતનો લાભ પ્રાપ્ત થશે તો લેખકનો પ્રયત્ન સફળ થયો એમ અમે માનીશું.

**આભારદર્શન :**

આ પુસ્તકના પ્રકાશનમાં શ્રીમદ્ રાજચંદ્ર સ્વાધ્યાય મંદિર ટ્રસ્ટ. મલાડ-મુંબઈ તરફથી રૂ. ૧૦૦૧નું દાન મળેલ છે જે બદલ સંસ્થા દાતાઓનો આભાર માને છે.

આ પુસ્તકના ટાઇટલનું સઘળું કામ શ્રી રતિલાલ લાલભાઈ શાહે સંભાળેલું છે. એટલે આ પુસ્તકને ગેટ-અપ આપવાનું સર્વ શ્રેય તેમને છે. તેમના આ પ્રેમ-પરિશ્રમ માટે સંસ્થા વતી તેમનો આભાર માનીએ છીએ.

**પ્રસ્તાવના વિષે :**

આ પુસ્તકની શરૂઆતમાં આપવામાં આવેલી પ્રસ્તાવના ઘણી બધી બાબતોની દ્યોતક છે માટે તે ખાસ વાંચવા વાચકોને અમારી નમ્ર વિનંતી છે.

લિ ટ્રસ્ટીઓ વતી
શાહ જયંતીલાલ પોપટલાલ.
શાહ ભોગીલાલ શિવલાલ

# પ્રસ્તાવના

ભારતની આ પવિત્ર ભૂમિમાં જ્ઞાન–ધ્યાન–તપ અને સંયમની સાધના દ્વારા પોતાના આત્માને પવિત્ર અને આનંદમય બનાવી અન્યને પણ તેવું ઉન્નત જીવન જીવવાની પ્રેરણા આપનારા સંતોની પરંપરા અતિ પ્રાચીનકાળથી ચાલી આવે છે. આ પરંપરાને અનુરૂપ સંતોનું અસ્તિત્વ આ ભૂમિ ઉપર કાયમ રહ્યું છે.

સામાન્યપણે છેલ્લા એકસો વર્ષથી અને વિશેષપણે આપણો દેશ સ્વતંત્ર થયો ત્યારથી પાશ્ચાત્ય સંસ્કૃતિનું એક પ્રચંડ મોજું આપણા દેશ ઉપર ફરી વળ્યુ છે અને આપણી અધ્યાત્મ-સંસ્કૃતિને એક ખૂબ મોટો ધોખો પહોંચ્યો છે. આની અસર આપણા દેશના વિદ્યાર્થીઓ, યુવકો. ઉદ્યોગપતિઓ, રાજકારણીઓ અને સામાન્ય માનવીના મન ઉપર વધી છે. અને આર્ય-સંસ્કૃતિની ઉત્તમ. સાત્વિક, પરોપકારી અને અધ્યાત્મપ્રધાન આચારસરણી તેમ જ વિચારશ્રેણીનો ઝડપથી રકાસ થઈ રહેલો દેખાય છે.

જોકે સામાન્ય સ્થિતિ ઉપર વર્ણવ્યા પ્રમાણેની છે. છતા સત્યની વાટે ચાલવાની ભાવનાવાળા અને સંતોની વાણીમા વિશ્વાસ કરનારા અનેક જિજ્ઞાસુઓ આજે પણ મળે છે જેઓ આધ્યાત્મિક મૂલ્યોને પોતાના જીવનમાં ઊંચું સ્થાન આપે છે. પરંતુ આવા જિજ્ઞાસુઓને સાધનામાર્ગમા પ્રત્યક્ષ માર્ગદર્શન આપી શકે તેવા વિશિષ્ટ સંતો આજે જવલ્લે જ દેખાય છે જેથી તેઓને સત્શાસ્ત્રો અને સંતોનાં સાહિત્ય દ્વારા માર્ગદર્શન મેળવવાની જરૂર ઊભી થાય છે. આવા જિજ્ઞાસુઓમાં નેવું ટકાથી વધારે તો એવા છે કે જેમની પાસે જરૂરી પ્રજ્ઞાબળ, તુલનાત્મક વિવેકશક્તિ કે વિશિષ્ટ અધ્યયનશીલતા નથી. તેથી

જ્યારે આવા સાધકો આધ્યાત્મિક માર્ગદર્શન માટે સત્શાસ્ત્રો કે સંતોની વાણી પ્રત્યે વળે છે ત્યારે કેટલીક મુશ્કેલીઓ ઊભી થાય છે.

પ્રથમ તો. ઉત્તમ કોટિનું અને વિશ્વસનીય સાહિત્ય મોટાભાગે સંસ્કૃત, પ્રાકૃત અને જૂની હિંદી ભાષામાં લખાયેલું હોવાથી તેઓને માટે આ સાહિત્યની વ્યાવહારિક ઉપયોગિતા નથી. આ વાત વળી વેપારપ્રધાન એવા ગુજરાતને માટે ખાસ સત્ય છે. જ્યાં સંસ્કૃત વગેરે ભાષાઓના પઠન-પાઠનમાં પરંપરાથી જ લોકોને ઓછો રસ છે. જોકે. મૂળ શાસ્ત્રોના ભાષાનુવાદના પ્રયત્નો દ્વારા કોઈ કોઈ ઠેકાણે આ મુશ્કેલીને નિવારવાનો સ્તુત્ય પ્રયત્ન કરવામાં આવ્યો છે પરંતુ એવા અનૂદિત સાહિત્યમાં પણ એક જ વિષયનું અતિવિસ્તૃત પ્રતિપાદન. અધ્યાત્મપ્રધાન વ્યાવહારિક શૈલીની ન્યૂનતા, પારિભાષિક શબ્દોની બહુલતા. સંપ્રદાયનું આધીનપણું અને પ્રસ્તુત વિષયની જટિલતા આદિ વિવિધ અંતરાયો આવે છે.

આમ જૂનુ સાહિત્ય ઉત્તમ કોટિનું હોવા છતાં પણ આજના સાધકોને તેની ઉપયોગિતા અલ્પ જ રહે છે. વળી જ્યારે છેલ્લાં સો-બસો વર્ષોમાં થયેલા કોઈ સંતમહાત્માનું સાહિત્ય વાંચવાનું તેમને સૂચવવામાં આવે ત્યારે તે સાહિત્ય પણ તેમને અઘરું લાગે છે. જુનવાણી લાગે છે અને વૈવિધ્ય-વાળું ન હોવાથી વાચવાનો કંટાળો આવે છે. જોકે આમ લાગવાનુ કારણ તેમની પોતાની જ અપરિપક્વ જિજ્ઞાસુદશા છે તોપણ ફક્ત નવા નવા સાધનામાર્ગ તરફ વળેલા અથવા સાધારણ સાધના કરેલી છે એવા આ સાધકવર્ગને સહાનુભૂતિ-પૂર્વકનુ વલણ દાખવી તેમને પ્રોત્સાહિત કરવા તે જ યોગ્ય છે. આવા જિજ્ઞાસુઓ દ્વારા ઉદાર આશયવાળા. વિશ્વસનીય. સરળપણે સમજી શકાય તેવા અને વ્યવહારજીવનમાં ઉપયોગી

થઈ શકે તેવા માર્ગદર્શક સાહિત્યની સતત માગ થતી રહે છે. યોગ્ય અવલંબન શોધતા એવા આ સાધકોને જો સમયસર સુલભ. સરળ અને સારરૂપ ઉત્તમ વાચનાદિની સામગ્રી પ્રાપ્ત થવાથી કોઈ વિશિષ્ટપણે પુષ્ટ કરનારું પ્રેરકબળ મળી જાય તો તો ડૂબતાને જેમ નાવ મળે કે ભૂખ્યાને જેમ ભોજન મળે તેમ તેમનો આત્મા નિરાત અને ઉલ્લાસનો અનુભવ કરે છે. આમ થવાથી તેમનું જિજ્ઞાસાબળ ઘણુ જ વધી જાય છે અને જો સાચી સાધનાના માર્ગે તેઓ ચડી જાય તો તેમના જીવનનું કલ્યાણ થવુ સંભવે છે.

છેલ્લા થોડા દાયકાઓમાં આવું સુંદર અને ઉપયોગી સાહિત્ય સરળ ગુજરાતી ભાષામાં પીરસવાનુ મોટાભાગનું શ્રેય પરમ તત્ત્વજ્ઞ શ્રીમદ્ રાજચંદ્રજીને, શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિ મહારાજને તથા અન્ય કેટલીક સંસ્થાઓના દીર્ઘદૃષ્ટિવાન પુરસ્કર્તાઓને ફાળે જાય છે. તે સંસ્થાઓમાં મુખ્ય શ્રી સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય, શ્રી શિવાનંદ સાહિત્ય સમિતિ, શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ (અગાસ) તથા શ્રી જૈન સ્વાધ્યાય મંદિર (સોનગઢ) છે. અમુક અંશે ઉપયોગી અનૂદિત સાહિત્ય અરવિંદ આશ્રમ, પોંડિચેરી તરફથી પણ બહાર પડ્યું છે. આ સંસ્થાઓ તરફથી પ્રગટ થયેલુ સાહિત્ય જોકે મુખ્યપણે અનુવાદરૂપે છે છતાં અમુક સાહિત્ય પ્રથમથી જ ગુજરાતીમાં લખાયુ હોય તેવું પણ છે. માનવતાવાદની શિક્ષા આપનારુ અને નૈતિકતાના પાઠો શિખવનારું અમુક શિષ્ટ અને સંસ્કારી સાહિત્ય પુનિત પ્રકાશન મંદિર, અમદાવાદ તરફથી પણ બહાર પડ્યું છે.

વર્તમાન ગ્રંથની પ્રકાશક સંસ્થા પણ સાધકોને અને તત્ત્વજ્ઞાનના અભ્યાસીઓને જીવનસાધનામા ઉપયોગી થાય તેવા સાહિત્યના સંપાદનમાં, અનુવાદમાં, નવસર્જનમા, પ્રકાશનમા,

સાચવણીમાં અને પ્રસારમાં ઉદ્યમવંત છે. તેની આ પ્રવૃત્તિના એક ભાગરૂપે આ ગ્રંથ પ્રગટ થઈ રહ્યો છે જેમાં ઉપયોગી. સરળ, વ્યાવહારિક અને વિશ્વસનીય આધ્યાત્મિક પાથેય પૂરું પાડવાનો અલ્પ પ્રયત્ન કરવામાં આવ્યો છે.

## પ્રસ્તુત ગ્રંથ

આ ગ્રંથ બે ભાગમાં પ્રગટ થયો છે. આમાંનો પહેલો ભાગ ગયા વર્ષે વાચકોના હાથમાં આવ્યો હતો. અને બીજો ભાગ આજે પ્રગટ થઈ રહ્યો છે. અનુક્રમણિકામાં વિષયસૂચિસહિત આની સ્પષ્ટતા કરવામાં આવી છે. આ ગ્રંથના બે ખંડ છે:

(૧) અધ્યયન ખંડ

(૨) પ્રશ્નોત્તર ખંડ

(૧) અધ્યયન ખંડ: આ ખંડમાં ત્રેપન પ્રકરણ છે.

જે જે પ્રકરણમાં જે જે વિષયનું આલેખન કરવામાં આવ્યું છે તે તે પ્રકરણનું નામ તેને અનુરૂપ રાખવામાં આવ્યું છે. પ્રથમ. વિષયની સામાન્ય વ્યાખ્યા આપવામાં આવી છે. પછી તેની વિશેષ વ્યાખ્યા આપી છે અને ત્યાર પછી વિષયનું બહુમુખી વર્ણન કરેલુ છે, દા. ત. અમુક ગુણ કે સાધનાપદ્ધતિનો જીવનમાં કેવી રીતે પ્રયોગ કરવો, તેની પ્રાપ્તિ માટે ક્યાં આંતર્બાહ્ય સાધનો અંગીકાર કરવાં, તેમાં શું વિઘ્નો આવવા યોગ્ય છે અને તે વિઘ્નોનો પ્રતિકાર કઈ રીતે કરી શકાય તથા તે સાધનપદ્ધતિને વિવિધ કક્ષાએ સિદ્ધ કરેલી હોય તેવા પુરુષનું જીવંત વ્યક્તિત્વ કેવું હોવું સંભવે છે એ ઇત્યાદિ વસ્તુવિષયને અવતરિત કર્યા છે.

મોટાભાગના પ્રકરણોના અંતે તે તે વિષયનો મહિમા અવતરિત કર્યો છે. આ રજૂઆત કરવામાં સમસ્ત પ્રાચીન તથા અર્વાચીન ભારતીય વાઙ્મયનો આધાર લેવામાં આવ્યો છે. કોઈ કોઈ જગ્યાએ જ્યાં ગુણવત્તા દેખાઈ ત્યા પાશ્ચાત્ય વિદ્વાનો-

ના કે ચિંતકોના સાહિત્યનો પણ આધાર લીધો છે. આમ જે જે શાસ્ત્રો. મહાપુરુષો તથા અન્ય સ્રોતોનો આ વિભાગમાં આધાર લેવામાં આવ્યો છે તેમનો સર્વનો અંતઃકરણપૂર્વક આભાર માનીને તેમની શુભ નામાવલિ ગ્રંથને અંતે આપેલા પરિશિષ્ટમાં રજૂ કરી છે.

પ્રસ્તુત વિષયને આ પ્રમાણે રજૂ કર્યા પછી. આગળનું વાંચન વિશેષ રસપ્રદ બને તે હેતુથી. રજૂ કરેલ સાધનાપદ્ધતિ કે સદ્‌ગુણનું જેમાં આચરણ કરવામાં આવ્યુ હોય તેવા કોઈ મહાપુરુષોના ઇતિહાસપ્રસિદ્ધ બનાવ કે કસોટીપ્રસંગને રજૂ કરવામાં આવ્યો છે. આમ કરવાથી વાચકવર્ગને પોતાના નિર્ણયમાં એવી નિઃશંકતા આવશે કે અહીં બતાવેલી સાધના કે સદ્‌ગુણ એ માત્ર શુષ્કચર્ચારૂપે કે દાર્શનિક વિવાદરૂપે રજૂ કરેલ નથી પરંતુ એક સિદ્ધ વ્યવહારપૂત જીવનપદ્ધતિ બની શકવા યોગ્ય હોવાથી રજૂ કરેલી છે અર્થાત્ આ "પોથીમાંના રીંગણા" નથી તેવી સ્પષ્ટ પ્રતીતિ સાધકને થાય તે અર્થે તેનું આયોજન કરેલું છે. વળી આ વાચનથી સાધકને પોતાની સાધકદશાનું મૂલ્યાંકન કરવાનું અને પૂર્વે થયેલા મહાપુરુષોના જીવનમાંથી પ્રેરણા લેવાનુ પણ બની શકશે.

(૨) પ્રશ્નોત્તર ખંડ : આ ખંડ નાનો છે. તેમાં સાત પ્રકરણ છે. પ્રશ્નોત્તરરૂપે તે તે વિષયનું આલેખન કરવામા નીચેના ફાયદા જણાય છે.

(अ) વાચન સરળ બને છે.

(ब) મોટાભાગે પૂર્વાપર સંબંધ વિના પણ વાચન થઈ શકે છે.

(क) નવીનતાને લીધે વાંચન રસપ્રદ બને છે.

(ड) રજૂઆતમાં મુદ્દાસર સ્પષ્ટતા આવવા ઉપરાત ન્યાય-પુરઃસરતાને લીધે (ન્યાયને મુખ્ય કર્યો હોવાને લીધે) વિધાનની

પ્રામાણિકતા વધારે સ્પષ્ટ થાય છે અને જ્ઞાનમાં નિઃશંકતા ઊપજે છે.

કોઈ કોઈ ઉત્તરો વધારે લંબાણુવાળા થયા છે પણ ત્યાં વિષય ખૂબ અગત્યનો હોવાથી વિસ્તારભયના દોષને પણ વહોરી લેવામાં આવ્યો છે.

## ગ્રંથની મર્યાદા

આ પ્રમાણે ગ્રંથમાં પ્રસ્તુત કરેલા વિષયનું સામાન્ય નિરૂપણ થયુ. વિષયની રજૂઆતમાં કેટલીક સ્વૈચ્છિક મર્યાદાઓ સ્વીકારી છે. જે નીચે પ્રમાણે જાણવાયોગ્ય છે.

(૧) આધ્યાત્મિક દૃષ્ટિની મુખ્યતા રાખવામાં આવી છે. આમ છતાં સાધનામય જીવન જીવવા માટે ઉપયોગી એવું જે કાંઈ પાથેય જરૂરી હોય તેનું સ્પષ્ટ અને વિવિધલક્ષી આલેખન કરવામાં આવ્યુ છે જેથી સાધક પોતે જ્ઞાનાર્જન કરી શકે અને અન્યને જ્ઞાનાર્જન કરાવવામાં સહાયક થઈ શકે.

(૨) વસ્તુવિષયની રજૂઆત મધ્યમવિસ્તારવાળી રાખવામાં આવી છે.

(૩) પારિભાષિક શબ્દોનો પ્રયોગ બિલકુલ ઓછા પ્રમાણમાં કરવામાં આવ્યો છે.

(૪) રજૂઆતની પદ્ધતિમાં બિનસાંપ્રદાયિક દૃષ્ટિકોણ અપનાવવામાં આવ્યો છે.

(૫) ઉત્તમ આર્યપ્રણાલિકાઓનું અને સાપેક્ષ કથનપદ્ધતિનુ સામાન્યપણે અનુસરણ કરવામાં આવ્યુ છે.

## ગ્રંથનું પ્રયોજન

**ગ્રંથની મુખ્ય ઉપયોગિતા :**

આ ગ્રંથમાં રજૂ કરેલા પાથેયનો મુખ્ય ઉપયોગિતા તો પ્રાથમિક અને મધ્યમ ભૂમિકાના તેવા સાધકોને છે જેઓએ

જીવનની પૂર્વાવસ્થામાં ખાસ સાધના કરી નથી અને માત્ર સામાન્ય ધર્મસંસ્કાર રૂઢિગત રીતે અથવા સામાન્ય વાચનથી પ્રાપ્ત કર્યા છે. પરંતુ હવે આવા સાધકોને જ્યારે જીવનમાં કોઈ સત્સંગનો પ્રસંગ અથવા મોટા દુઃખનો પ્રસંગ બને છે ત્યારે તેઓ ધર્મસાધના પ્રત્યે વળવાનો દૃઢ નિશ્ચય કરે છે. તેઓમા જો કે સામાન્ય વૈરાગ્યવૃત્તિ ઊપજી છે અને તેથી પ્રસંગોપાત્ત તેઓ સંત કે જ્ઞાનીઓનો સમાગમ કરે છે છતાં ગૃહસ્થધર્મની મર્યાદામાં રહીને જ સાધના કરવા ઇચ્છે છે. આવા સાધકોને, સાધનામાર્ગની શરૂઆત કેવી રીતે કરવી તેનું યોગ્ય માર્ગદર્શન ઘણુંખરું મળતું નથી. જો કે એ સત્ય છે કે આમાંના બધા કાંઈ ગંભીરપણે ધર્મસાધન ઇચ્છતા નથી અને માત્ર ગતાનુગતિક પદ્ધતિએ કે લોકોપચારથી જ ધર્મ પ્રત્યે વલણવાળા હોય છે છતાં પણ આમાનો એક નાનો વિવેકીવર્ગ, ખરેખર ધર્મ-સાધનને ઇચ્છે છે. સંપ્રદાયબુદ્ધિથી અતીત થઈ, આત્મશુદ્ધિ જેનું મૂળ છે. આત્મશાંતિ જેમાં રહેલી છે અને પૂર્ણ આત્મ-સમાધિ જેનું ફળ છે તેવા શુદ્ધ ધર્મને આવા સાધકો ઇચ્છે છે.

આવા વિવેકી સાધકને અનેક પ્રશ્નો મનમાં ઉપસ્થિત થાય છે. હું કોણ છુ? મારુ સાચું સ્વરૂપ શું છે? જીવન એટલે શુ? શું મેં જીવનને ખરેખર સાર્થક કર્યું છે? મને આ જીવનમા સાચા સુખ-શાંતિ મળ્યાં છે? હવે બાકી રહેલા જીવનને સફળ બનાવવા માટે મારે શું કરવું જોઈએ? શું વાચવું અને કેવી રીતે વાંચવું? કોનો સત્સંગ કરવો? સત્સંગ કરતી વખતે કઈ કઈ બાબતો ધ્યાનમાં રાખવી? શેનું સ્મરણ કરવું? લેખનકાર્ય, ભક્તિ-આરાધના. ચિંતન-મનનનો અભ્યાસ અને બીજા સાધનો કેવી રીતે ઉપાસવાં? કઈ કઈ ખોટી ટેવો કેવી રીતે અને કયા ક્રમથી છોડવી અને કઈ કઈ સારી ટેવો કેવી રીતે અને ક્યા ક્રમથી અંગીકાર કરવી? આવા અનેક વિચારો જેના ચિત્તમાં ઊગ્યા છે તેવા સાધકને મુખ્યપણે સહા-

ચક હોવાથી પ્રસ્તુત ગ્રંથને **"સાધક–સાથી"** એવું નામ આપવામાં આવ્યું છે.

અહીં પ્રશ્ન થાય કે અલ્પસંખ્યાવાળા સાધકોને ઉપયોગી થાય તેવા ગ્રંથ કરતાં બહુસંખ્યાવાળા સાધકોને ઉપયોગી થાય તેવી ગ્રંથરચના કાં ન કરી ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે શાશ્વત અતીન્દ્રિય આનંદની પ્રાપ્તિ કરાવનારા શુદ્ધ ધર્મના ખપી જીવો આ જગતમાં હંમેશાં નાની સંખ્યામાં જ હોય છે અને આ કળિયુગમાં તો વળી સાવ નાની સંખ્યામાં છે. જગતને માન્ય ધર્મ અને શુદ્ધ ધર્મમાં ઘણો જ તફાવત છે. સત્યના અન્વેષકોએ તો શુદ્ધ ધર્મની આરાધના અને પ્રસારણમાં જ નિષ્ઠાવાન થવું યોગ્ય છે. જનમનરંજનરૂપ બહુલોકમાન્ય ધર્મ પ્રત્યે તેઓએ મધ્યસ્થ બની જવું યોગ્ય છે.

**ગ્રંથની ગૌણ ઉપયોગિતા :**

ઉપર કહ્યા તેવા સાધક જીવો ઉપરાંત આ ગ્રંથની અન્યને પણ ઉપયોગિતા છે.

(૧) જે કોઈ સાત્ત્વિક ગુણોને અભિનંદે છે, અને જે પોતાના જીવનને ઊંચે સ્તરે લઈ જઈ સ્વાધ્યાયપરાયણ. શિસ્તબદ્ધ, વ્યવસ્થિત, ઉદાર, શાંત અને નિરુપાધિક થવા માંગે છે. તેવા સજ્જનોને.

(૨) ધર્મશાસ્ત્રના તથા તત્ત્વજ્ઞાનના વિદ્યાર્થીઓને, આધ્યાત્મિક વિષયો ઉપર સંશોધન કરતા એવા અન્ય અભ્યાસીઓને તથા આધ્યાત્મિક પ્રવચનકાર થવા માટેની દોરવણી જેઓ લઈ રહ્યા હોય તેવા પંડિતવર્ગને.

(૩) આત્મજ્ઞ સંતપુરુષોને તથા દશાપ્રાપ્ત ત્યાગીજનોને પણ આત્માના અભ્યાસનો મહિમા બતાવનાર તથા નિર્વિકલ્પ સમાધિની પ્રાપ્તિમાં વિશેષ પ્રેરણા આપનાર પ્રકરણો એક સારા સહાધ્યાયીની ગરજ સારશે તથા આત્મભાવના ભાવવા માટેનું જે પાથેય તેનું આ ગ્રંથના અધ્યયનથી તેઓને એક શીઘ્ર પુનરાવર્તન થઈ જશે.

# ઉપસંહાર

પૂર્વાચાર્યો અને સંતોની આજ્ઞાનુસાર પોતાની અધ્યાત્મ-સાધનાના ભાગરૂપે કરવામાં આવેલા, સ્વાધ્યાયશીલતા અને ઊંડાં ચિંતન-મનનના એક દીર્ઘ પ્રયોગનાં ફળરૂપે પ્રાપ્ત થયેલુ જીવનનુ જે અનુભવરૂપી નવનીત, તેને સ્વશક્તિ પ્રમાણે વ્યવસ્થિત કરીને આલેખવાથી આ ગ્રંથ બન્યો છે. તેથી આ ગ્રંથમાંનુ કાંઈ પણ તથ્ય, શ્રીગુરુઓની અને સંતોની કૃપાપ્રસાદી તરીકે જ સજ્જનો સ્વીકારશે અને અલ્પજ્ઞતા તથા પ્રમાદથી થયેલા મારા દોષો પ્રત્યે અંગુલિનિર્દેશ કરીને મને ક્ષમા કરશે તેવી વિનંતી છે.

અણુયુગના આ જમાનામાં અણુથી અનેકગણી તાકાતવાળા એવા શુદ્ધ આત્માની સાધનાનો દૃઢ અને સત્યાર્થ સંકલ્પ કરીને જેણે આત્મસિદ્ધિની પ્રાપ્તિ દ્વારા આત્માનંદને અનુભવવાનો સત્પુરુષાર્થ આદર્યો છે તેવા આત્મરસને આસ્વાદવાના રસિક સ્વ-પર કલ્યાણમાં ઉત્સુક, કોઈપણ મનુષ્યાત્માને આ ગ્રંથમાથી પ્રેરક માર્ગદર્શન પ્રાપ્ત થાઓ એવી ભાવના ભાવી વિરમું છું. ૐ

ડૉ. મુકુન્દ સોનેજી
૨, હરિનગર, કાંકરિયા રોડ,
શાહ આલમ ટોલનાકા પાસે,
અમદાવાદ–૩૮૦ ૦૨૨

સં. ૨૦૩૫. ચૈત્ર સુદ ૧૩

# આભાર–દર્શન

આ ગ્રંથ પ્રગટ થવામાં અનેક સજ્જનો તરફથી જે અનેક પ્રકારનો સહકાર મળ્યો છે તે સૌનો અંતઃકરણપૂર્વક આભાર માનુ છું. તેમાં પણ વિશેષપણે જેઓ તરફથી સહકાર મળ્યો છે તેઓની શુભનામાવલિ નીચે પ્રમાણે છે :

(૧) સત્શ્રુતપ્રેમી શુભગુણસંપન્ન ભાઈ શ્રી જયંતીભાઈ પોપટલાલ શાહ. અમદાવાદ.

(૨) સહૃદયી. સાહિત્યપ્રેમી, શિષ્ટાચારસંપન્ન પ્રો. અનિલ સોનેજી. અમદાવાદ.

(૩) ભક્તવત્સલ શ્રી રતિલાલ લાલભાઈ શાહ, અમદાવાદ.

(૪) સરળસ્વભાવી આત્માર્થી ભાઈ શ્રી રમણિકલાલ ઉમેદચંદ શેઠ. અમદાવાદ.

(૫) લા. દ. પ્રાચ્યવિદ્યામંદિર. અમદાવાદના વ્યવસ્થાપકો.

(૬) સત્શ્રુત સેવા સાધના કેન્દ્ર. અમદાવાદના ટ્રસ્ટીભાઈઓ.

(૭) શ્રીમદ્ રાજચંદ્ર સ્વાધ્યાય–મંદિર. અમદાવાદના મુમુક્ષુ-બંધુઓ.

(૮) સરળસ્વભાવી પંડિત શ્રી બાબુલાલ સિદ્ધસેન જૈન.

(૯) કુટુંબના સભ્યો.

(૧૦) ભગવતી મુદ્રણાલય અને તેના સંચાલકો.

—લેખક

# અનુક્રમણિકા

## ભાગ–૨



# વૈરાગ્ય

**ભૂમિકા :**

દેહ, સંસાર અને ભોગ પ્રત્યે આસક્તિ ઘટે તેટલો સાધકના જીવનમાં વૈરાગ્ય પ્રગટ્યો કહેવાય. સંસાર-પરિભ્રમણનો મુખ્ય હેતુ રાગ છે અને તેથી જેનો જેટલો રાગ ઘટ્યો હોય તે તેટલા પ્રમાણમાં સંસારથી મુક્ત થઈ શકે. હા, એ જરૂરી છે કે વૈરાગ્યની સાથે સાથે સત્ય તત્ત્વજ્ઞાનની સાધના પણ હોવી જોઈએ કે જેથી વૈરાગ્ય પરમાર્થ-પ્રાપ્તિનું કારણ બને.

**વૈરાગ્યના પ્રકારો :**

વૈરાગ્યના અનેક પ્રકારોમાં, વૈરાગ્ય ઉત્પન્ન થવાના કારણોની દૃષ્ટિએ દુઃખગર્ભિત વૈરાગ્ય અને જ્ઞાનગર્ભિત વૈરાગ્ય મુખ્ય છે.

**દુખગર્ભિત વૈરાગ્ય :—** રોજબરોજના જીવનમાં ઘણાખરા મનુષ્યોને અનેક પ્રકારની હાડમારી પડે છે. કોઈકને શરીર-સંબંધી, કોઈકને ધન-સંબંધી, કોઈકને સ્વજન-સંબંધી, કોઈકને કીર્તિ-સંબંધી તો કોઈકને સમાજ-સંબંધી દુઃખ હોય છે. વળી ઘણી વાર બહાર દુઃખનુ કારણ ન હોય તોપણ અમુક માણસોને નિરંતર ચિંતા કે સતત ભય મનમાં રહ્યા જ કરે છે. આમ. કોઈ ને કોઈ કારણોસર એકાએક આવી પડેલી વિપત્તિને લીધે અથવા ન નિવારી શકાય એવા દીર્ઘકાલીન દુઃખદાયી સંયોગને લીધે જ્યારે સંસાર ઉપરથી પ્રીતિ ઘટી જાય ત્યારે તે મનુષ્યને દુખગર્ભિત વૈરાગ્ય ઊપજ્યો છે એમ કહેવામાં આવે છે. આવો વૈરાગ્ય ઉત્પન્ન થયો હોય તેવી દશામાં જો કોઈ સત્પુરુષનો યોગ તે મનુષ્યને થઈ જાય અને પોતાના વૈરાગ્યને ઉદ્યમપૂર્વક જાળવી રાખીને તત્ત્વનો અભ્યાસ કરે તો તેને વિવેકપૂર્વકનો વૈરાગ્ય

ઉત્પન્ન થાય અને તે ખરેખર આત્મકલ્યાણમાં સફળતાપૂર્વક આગળ વધી શકે.

**જ્ઞાનગર્ભિત વૈરાગ્ય :**

જ્ઞાનપૂર્વકનો વૈરાગ્ય આ જમાનામાં દુર્લભ છે. ઘણું કરીને આવો વૈરાગ્ય યુવાવસ્થાને આંગણે ઊભેલા કે યુવાવસ્થામાં પ્રવેશેલા મનુષ્યને પ્રાપ્ત થઈ શકે છે. આવા ઉત્તમ પ્રકારના વૈરાગ્યની ઉત્પત્તિનાં મુખ્ય કારણો નીચે મુજબ હોઈ શકે છે :

(૧) પૂર્વભવના ઉત્તમ સંસ્કારો, જેને લીધે સહજપણે સંસારી કાર્યોમાં ઉદાસીનતા રહ્યા કરે.

(૨) ઉત્તમ સંસ્કારોવાળું ધર્મપ્રધાન કુટુંબ અને સાત્ત્વિકતાને પોષક વાતાવરણની પ્રાપ્તિ થાય.

(૩) ઊંચા પ્રકારનુ આધ્યાત્મિક સાહિત્ય વાંચવાનો સંયોગ બનવાથી અને તેમાં રુચિ ઉત્પન્ન થવાથી.

(૪) અધ્યાત્મવેત્તા મહાપુરુષના જીવનનો પ્રત્યક્ષ સમાગમ થાય અને તેના પ્રત્યે વિનયભક્તિ પ્રગટે, જેથી સહજપણે બીજા સાત્ત્વિક ગુણોની સાથે સાથે વૈરાગ્યનો સાધકના જીવનમાં સંચાર થાય.

આવા કોઈ પણ પ્રકારથી જે મહાભાગ્યવાન મનુષ્યને વૈરાગ્ય ઊપજે તેને પછી આત્મજ્ઞાનની પ્રાપ્તિ દૂર રહેતી નથી, કારણ કે આત્મકલ્યાણનાં બન્ને મુખ્ય કારણોની વિદ્યમાનતા હોવાને લીધે થોડા કાળના અભ્યાસથી જ તે મનુષ્ય આત્મજ્ઞાનની ભૂમિકાને સર કરી લે છે. આ જમાનામાં, કોઈક વિરલ અપવાદરૂપ મનુષ્યને બાદ કરતાં, આવો વૈરાગ્ય, ગુરુકુળ કે અધ્યાત્મસંસ્થા સાથે સંકળાયેલ વિદ્યાર્થી કે યુવાનના જીવનમાં ઉદ્ભવવાની સંભાવના વિશેષ છે. કારણ કે તેની ઉત્પત્તિનું ઉત્તમ નિમિત્ત એવા સત્સમાગમનો યોગ એવા વાતાવરણમાં મુખ્યપણે બની શકે છે.

## વૈરાગ્યની ઉપયોગિતા :

અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે વૈરાગ્ય અનિવાર્ય છે, માટે જ કહ્યું છે કે–

> ત્યાગ વિરાગ ન ચિત્તમાં થાય ન તેને જ્ઞાન;
> અટકે ત્યાગ વિરાગમાં તો ભૂલે નિજ ભાન.

આમ વૈરાગ્યભાવ તે સમસ્ત અધ્યાત્મજીવનની મુખ્ય ધરી સમાન છે. વૈરાગ્યની આટલી બધી અગત્ય કેમ હશે એમ જો વિચાર ઉદ્ભવતો હોય તો તેના સમાધાન માટે નીચે બતાવેલો કોઠો મદદરૂપ થશે. આ કોઠામાં સમાન્યપણે વૈરાગ્યની ઉત્પત્તિના કારણથી માંડીને યથાક્રમ ઠેઠ પરમ પદની પ્રાપ્તિની વિવિધ શ્રેણીઓનુ આલેખન કરવામાં આવ્યુ છે, જે મુમુક્ષુ સાધકોને ઉપયોગી થવા યોગ્ય છે:

દુઃખપ્રસંગનો યોગ



વિષયભોગની ક્ષણભંગુરતા અને અસાર્થકતાનુ યથાર્થ ભાન



વૈરાગ્યભાવની ઉત્પત્તિ



યમ-નિયમાદિનુ પાલન અને સત્સંગ-સદ્ગુરુનો આશ્રય



તત્ત્વજ્ઞાનનાં શાસ્ત્રોના વાચન-વિચારમાં પ્રેરણા



વૈરાગ્યની દૃઢતા, ચિત્તની નિર્મળતા, મોહનો ઉપશમ અને વિચારબળની વૃદ્ધિ



તત્ત્વવિચારનો સુદૃઢ અભ્યાસ



ચિત્તસ્થિરતા અને આત્માનુભવ



આત્મસાક્ષાત્કાર



ક્રમશઃ પરમપદપ્રાપ્તિ

## વૈરાગ્યભાવની સાધના:

જો આપણે ખરેખર આત્મકલ્યાણને ઇચ્છીએ છીએ તો વૈરાગ્યભાવને સર્વ પ્રકારે દૃઢ કરવો આપણા માટે આવશ્યક છે. આ વૈરાગ્યભાવની ઉત્પત્તિ, સંરક્ષણ અને સંવર્ધન થાય તે માટે નીચેની બાબતોને જીવનમાં વણી લેવી ઘટે:

(૧) **સત્સંગ-આરાધન**: નિયમિતપણે દૈનિક, અઠવાડિક, માસિક કે વાર્ષિક કક્ષાએ અખંડ નિષ્ઠાથી સત્સંગની આરાધના કરવી જોઈએ. વ્યક્તિગત સંજોગો પ્રમાણે તે સાધના સદ્ગુરુના સાન્નિધ્યમાં હો, જ્ઞાનીની સમીપમાં હો કે સત્સંગી – મુમુક્ષુઓના સંગમાં હો.

(૨) **સત્શાસ્ત્રોનો નિયમિત અભ્યાસ**: આવાં શાસ્ત્રોમાં મુખ્યપણે સંસારભોગોની ક્ષણભંગુરતા અને તત્ત્વજ્ઞાન તથા સદાચારની ઉત્તમતાનુ વર્ણન હોય છે. આવાં શાસ્ત્રોનુ વાચન, મનન, સ્મરણ, લેખન, પારાયણ, પ્રકાશન, અનુવાદ, બહુમાન-પૂજા વગેરે વારંવાર કર્તવ્ય છે.

(૩) **નિયમિત ભક્તિ-કર્તવ્ય**: પ્રભુના અને સંતોના ગુણોનું, ચારિત્રનું, માહાત્મ્યનુ શ્રવણ-કીર્તન-રટણ-સ્મરણ-પૂજન-અર્ચન વગેરે વિધવિધ પ્રકારે ભક્તિમાર્ગની આરાધના કરવાથી કોમળતા, વિનય, ગુણગ્રાહકતા, ઉલ્લાસ, પ્રસન્નતા આદિ ગુણોનો આપણા જીવનમાં પ્રાદુર્ભાવ થાય છે.

(૪) **વૈરાગ્ય વધારનારી ભાવનાઓનું ચિંતન**: વૈરાગ્યને દૃઢ કરનારી અનેક ભાવનાઓ જ્ઞાની પુરુષોએ કહી છે. તેમાંની મુખ્ય મુખ્ય નીચે પ્રમાણે છે:

(૧) સંસારની અનિત્યતા દર્શાવનાર — અનિત્યભાવના.
(૨) સંસારનું અશરણપણું દર્શાવનાર — અશરણભાવના.
(૩) સંસાર-પરિભ્રમણનું ચિંતવન કરી તેથી પાર ઊતરવા માટેની ભાવના તે સંસારભાવના.

(૪) આત્મા એકલો જ જન્મ્યો, એકલો જ મરશે અને એકલો જ કરેલાં કર્મનું ફળ ભોગવશે એમ અનુચિંતન તે એકત્વ-ભાવના.

(૫) સંસારમાં કોઈ કોઈનું ખરેખર નથી એમ ચિંતવવું તે અન્યત્વભાવના.

(૬) શરીર અપવિત્ર છે. રોગ-મળ-મૂત્ર-રક્ત-માંસાદિથી ભરેલું છે એમ ચિંતવવું તે અશુચિભાવના.

(૭) રાગ, દ્વેષ, અજ્ઞાન વગેરે ભાવો કરવાથી આત્મામાં નવાં કર્મોનું આવવું થાય છે એમ ચિંતવવું તે આસ્રવભાવના.

(૮) જ્ઞાન-ધ્યાનમાં પ્રવર્તવાથી નવાં કર્મો આત્મામાં આવતાં અટકી જાય છે. એવું ચિંતવન તે સંવરભાવના.

(૯) સાચું તપ આદરવાથી જૂનાં કર્મો આત્માથી છૂટાં પડી જાય છે એમ ચિંતવવું તે નિર્જરાભાવના.

(૧૦) ઊર્ધ્વલોક, મધ્યલોક અને અધોલોકના સ્વરૂપનું ચિંતવન તે લોકસ્વરૂપભાવના.

(૧૧) સંસારમાં પરિભ્રમણ કરતા એવા આત્માને સાચું જ્ઞાન, સાચો સંયમ પ્રાપ્ત થવાં અતિ અતિ દુર્લભ છે એમ ચિંતવવું તે બોધિદુર્લભભાવના.

(૧૨) સત્યધર્મના ઉપદેશક અને શુદ્ધ શાસ્ત્રોની પ્રાપ્તિ થવી પરમ દુર્લભ છે એમ ચિંતવવું તે ધર્મદુર્લભભાવના.

આ પ્રકારે વૈરાગ્યભાવની સાધના કરવા માટે સ્વાર્થની વાતો અને સ્વાર્થનાં કાર્યોથી પાછા વળવું આવશ્યક છે. આ માટે નોકરી-ધંધામાં, ખાવા-પીવામાં, ગપ્પાં મારવામાં, રેડિયો-ટેલિવિઝનમાં, છાપાં-નવલિકા-ડિટેક્ટિવ-શૃંગારાદિક ભાવોને પોષવા-વાળા સાહિત્ય-વાચનમાં, ઊંઘ–આળસમાં, નાટક-સિનેમા-ક્લબમાં વીતી જતા સમયમાંથી અમુક ચોક્કસ સમય, ફાજલ

પાડવો જોઈએ. આમ કરવાનો મહાન પુરુષાર્થ સાધકે કર્યે જ છૂટકો છે.

## વૈરાગ્યનો મહિમા

(૧) મંદ વિષય ને સરળતા સહ આજ્ઞા સુવિચાર;
કરુણા કોમળતાદિ ગુણ પ્રથમ ભૂમિકા ધાર.

(૨) જ્યાં વૈરાગ્ય અને ઉપશમ બળવાન છે ત્યાં વિવેક બળવાનપણે હોય છે. વૈરાગ્ય-ઉપશમ બળવાન ન હોય ત્યાં વિવેક બળવાન હોય નહીં, અથવા યથાવત્ વિવેક હોય નહીં.

(૩) પૂર્વે મોહવશ થઈને મેં આ બધાય જડ પદાર્થોને ભોગવીને એંઠની જેમ ફેંકી દીધા છે. જ્ઞાનને પ્રાપ્ત થયેલો એવો હું હવે તે પદાર્થોને કેમ ગ્રહણ કરું ?

(૪) જો દેહદૃષ્ટિ હોય તો જ આ જગત રમ્ય અને વિશ્વાસ કરવા યોગ્ય લાગે; આત્મદૃષ્ટિવાન પુરુષને અહીં શું રમ્ય છે ? શું વિશ્વાસ કરવા યોગ્ય છે ?

(૫) વિષયસે લગી પ્રીતડી, તબ હરિ અંતર નાહિં;
જબ હરિ અંતરમેં બસે, પ્રીતિ વિષયસે નાહિં.

(૬) જગતનાં બધાંય સામાન્ય પ્રાણીઓને નીચેની બાબતો-માં કાયમ અતૃપ્તિ જ રહ્યા કરે છે: ધનલાલસા, જીવનલાલસા, સ્ત્રીલાલસા અને આહારલાલસા.

(૭) યૌવન, આયુષ્ય, ચિત્ત. છાયા, ધન અને સ્વામીપણું— આ છ વસ્તુઓને અસ્થિર જાણીને ધર્મની આરાધનામાં લાગી જવું જોઈએ.

(૮) કામપીડિત મનુષ્યો જડ અને ચેતનનો ભેદ કરી શકતા નથી.

(૯) અસંયમી અને વિષયાંધ યુવક પોતાના શરીરને ક્ષીણ કરી ઘડપણને હવાલે કરી દે છે.

(૧૦) જે વાસનાના સામ્રાજ્યમાં લિપ્ત છે તે દુઃખના સામ્રાજ્યમાં મૃત્યુને શરણુ થશે.

(૧૧) જેણે વિષય-આશારૂપી પિશાચને દૃઢ વૈરાગ્યરૂપી તલવારથી માર્યો છે તે સંસારસમુદ્રને નિર્વિઘ્નપણે તરી જાય છે.

(૧૨) વૈરાગ્યનુ ફળ બોધ છે, બોધનુ ફળ ઉપશમ છે અને ઉપશમનું ફળ પોતાના આત્માના આનંદના અનુભવથી ઊપજતી શાંતિ છે.

(૧૩) ઊંચ-નીચ અવતારમેં, વિષય કોટિ વિધ કિન્હ'
કહે પ્રીતમ વૈરાગ્યવિણ્ રહ્યા દીનકા દીન.
સુખ નહીં સંસારમાં, રાજા પ્રજા ને રંક,
કહે પ્રીતમ વૈરાગ્યવિણ્, નર નહિ હોય નિઃશંક.

(૧૪) સર્વ પ્રકારના ભયને રહેવાના સ્થાનકરૂપ આ સંસારને વિશે માત્ર એક વૈરાગ્ય જ અભય છે.

(૧૫) વિષયત્યાગ વૈરાગ્ય છે; સમતા કહિયે જ્ઞાન,
સુખદાઈ સૌ જીવને એવી જ ભક્તિ પ્રમાણ્.

## વૈરાગ્યનાં જીવંત દૃષ્ટાંતો

[૧]

લગભગ સિત્તેર વર્ષ પહેલાંની આ વાત. અંગ્રેજોના રાજ્યમાં કેળવણી ખાતામાં એક ભાઈ શિક્ષક તરીકે મુંબઈ મુકામે નોકરી કરતા હતા. બદલીના નિયમો મુજબ પાલનપુર રાજ્યના ડીસા મુકામે તેમની બદલી થઈ. તે પ્રદેશની તદ્દન સૂકી આબોહવા તેમને માફક ન આવી. ધીમે ધીમે તેમની તબિયત વધારે બગડી. તેમણે તે વખતના રાજ્યના મોટા અંગ્રેજ ડૉક્ટરને તબિયત બતાવી. અન્ય ઉપચાર સાથે જો તેઓ લીવરનો સૂપ લે તો જ તેમની તબિયત સુધરે એવી સલાહ ડૉક્ટરે આપી.

'સાહેબ, મારા દયાધર્મને છોડીને હું તેમ કરવા તૈયાર નથી. જો રોગ મટવો હોય તો મટે અને ન મટે તો ભલે શરીર પડી જાય.'

સાહેબ ખિજાઈ ને બોલ્યા : મારા કહ્યા મુજબ ન વર્તો તો હું સારવાર નહીં કરું.

શિક્ષક : સાહેબ, જેવી આપની મરજી. પણ મારા રોગનું સર્ટિફિકેટ તો આપશો ને ?

ડૉક્ટર : મારી સારવાર ન કરો તો મારું સર્ટિફિકેટ પણ નહીં મળે.

શિક્ષકને તો સર્ટિફિકેટ વિના નોકરી છોડવાનો વારો આવ્યો પણ આ દૃઢનિશ્ચયી શિક્ષકે તે પણ સ્વીકારી લીધું. ભાગ્યવશાત્ તેમની તબિયત ધીમે ધીમે સુધરી ગઈ.

આગળ ઉપર આ શિક્ષકે નિઃસ્વાર્થ સમાજસેવા દ્વારા ખૂબ લોકચાહના પ્રાપ્ત કરી અને લીંબડી રાજ્યના ઍડ્મિનિસ્ટ્રેટર તરીકેની પદવી પ્રાપ્ત કરી અનેક લોકોનાં દુઃખો દૂર કર્યાં.

ધર્મરક્ષા માટે શરીરને અને નોકરીને પણ ગૌણ ગણનાર આ મહાનુભાવનું નામ હતું કરસનદાસ મૂળજીભાઈ.

[૨]

મધ્યયુગના મહાન સંત તરીકે અને સુપ્રસિદ્ધ 'રામચરિતમાનસ'(તુલસીકૃત હિંદી રામાયણ)ના કર્તા તરીકે મહાત્મા તુલસીદાસજી સમસ્ત ભારતમાં જાણીતા છે.

તેઓને યુવાવસ્થામાં પોતાની પત્ની પ્રત્યે અત્યંત મોહ હતો. એક વખત તે કોઈ કારણસર પોતાના પિયર ગઈ હતી. તુલસીદાસ અત્યંત મોહાધીન દશામાં તેને મળવા ગયા અને રાત્રે પોતાના સાસરે પહોંચ્યા. જ્યારે તેમનાં પત્નીએ જોયુ કે આવનાર માણસ તો તુલસીદાસજી (પોતાના પતિ જ) છે ત્યારે તેને ખૂબ ક્ષોભ થયો અને તે આવેશમાં જ તેણીએ નીચેનું પ્રસિદ્ધ પદ તેમને ઠપકારૂપે કહ્યું :

**અસ્થિ ચરમમય દેહ મમ, તામેં જૈસી પ્રીત,**
**હોતી જો શ્રીરામમેં, તો નહીં હોત ભવભીત.**

અર્થાત્ હાડકાં અને ચામડીવાળા મારા આ શરીરમાં તમને જેવી પ્રીતિ છે તેવી જો ભગવાન રામમાં હોત તો તમને સંસારનો જરા પણ ભય રહેત નહીં.

પૂર્વભવના સંસ્કારી આ મહાન યુવક પર જાણે વજ્રપાત થયો. તેના સુસંસ્કારો જાગી ગયા અને આ વચનો તેના હૃદયની આરપાર નીકળી ગયાં. ક્ષણભરમાં જ તેણે અતિ દુષ્કર એવું વિરાગી જીવન જીવવાનો નિર્ણય લઈ લીધો અને સતત અભ્યાસ, જ્ઞાન-આરાધના, સંયમમય જીવન અને ધ્યેયનિષ્ઠાની કઠોર સાધનાથી આ કામાંધ યુવક એક મહાન સાહિત્યકાર અને અમર રામભક્ત બની ગયો.

વૈરાગ્યભાવનો કેવો મહિમા !





# સત્શાસ્ત્રોનો ઉપકાર

**ભૂમિકા :**

શાસ્તા પુરુષનાં એટલે કે પ્રબુદ્ધ પુરુષનાં વચનોના સંગ્રહને શાસ્ત્ર કહેવામાં આવે છે. જેમાં નિષ્પક્ષભાવથી, પ્રત્યક્ષ-પરોક્ષ પ્રમાણને બાધા કર્યા વગર, જગતના જીવોનું કલ્યાણ થાય તે આશયથી સદ્‌બોધનું અવતરણ કર્યું હોય તેવા સ્વ-પર-ઉપકારી વચનસંગ્રહને સત્શાસ્ત્ર કહેવામાં આવે છે.

**શાસ્ત્રોનું સામાન્ય સ્વરૂપ :**

જે શાસ્ત્રો વાંચવાથી, વિચારવાથી અને અનુસરવાથી સાધકને શાંત ભાવની પ્રાપ્તિ થાય અને વિષમસ્વરૂપ એવા સંસાર-ભાવો પ્રત્યેથી ઉદાસીનતા પ્રગટે તથા સત્યાર્થ તત્ત્વોનું પરિજ્ઞાન અને શ્રદ્ધા ઊપજે તે શાસ્ત્રો વિષે બહુમાન લાવી વારંવાર તેવાં શાસ્ત્રોનો પરિચય કરવો આવશ્યક છે. 'પુરુષ-પ્રમાણ, વચન-પ્રમાણ' એ ન્યાયોક્તિને અનુસરીને આપણે તેવા પુરુષનાં વચનો વાંચવાં-વિચારવાં જોઈએ કે જેઓએ પોતે જ રાગદ્વેષરહિત અવસ્થા પ્રાપ્ત કરી હોવાથી અને પરમજ્ઞાનની પ્રાપ્તિ કરી હોવાથી રાગાદિવશ કે અજ્ઞાનવશ શાસ્ત્રરચના ન કરી હોય. જેટલા પ્રમાણમાં જે પુરુષ રાગરહિત છે તેટલા પ્રમાણમાં તેનું વચન વિશેષ-વિશેષપણે પ્રમાણભૂતતાને પ્રાપ્ત થયેલું કહેવાય.

**શાસ્ત્રોનું વિશેષ સ્વરુપ :**

સાધકને સમાધિસુખ ઇષ્ટ છે, તે સમાધિની પ્રાપ્તિ આત્મ-જ્ઞાનથી થાય છે, તે આત્મજ્ઞાન પામવા પદાર્થનો અવિરુદ્ધ બોધ જરૂરી છે અને અવિરુદ્ધ બોધ થવા માટે પૂર્વાપર વિરોધરહિત એવી અનેક દષ્ટિકોણવાળી જ્ઞાનપદ્ધતિ સ્વીકારવી પડે છે. આથી

એમ જાણવું કે જ્યાં સુધી સાપેક્ષદૃષ્ટિથી આત્માદિ પદાર્થોનું પરિજ્ઞાન ન કરવામાં આવે ત્યાં સુધી યથાર્થ જ્ઞાનની પ્રાપ્તિ થતી નથી; તેથી સાધકે પણ શાસ્ત્રાધ્યયનમાં સાપેક્ષદૃષ્ટિ રાખી જ્યાં જ્યાં જે જે બોધની પ્રાપ્તિ થાય ત્યાં ત્યાં તે બોધને તે તે દૃષ્ટિકોણથી ગ્રહણ કરવો, પણ એકાંતપક્ષ ગ્રહણ કરી હઠાગ્રહી થવું નહિ. ઉદાર અને સાપેક્ષદૃષ્ટિસહિત જ્યારે સાધક ગુણગ્રાહક થઈને આત્માની શુદ્ધિ અર્થે શાસ્ત્રોને સેવે છે ત્યારે તેને સત્ય વિવેકની પ્રાપ્તિ થવાથી અવશ્ય આત્મસમાધિ સિદ્ધ થાય છે.

**સત્શાસ્ત્રોની સાધના :**

ઇતર વાચન અને આધ્યાત્મિક વાચનમાં આકાશ-પાતાળનો ફેર છે. પહેલાનું ધ્યેય લૌકિક-ઉપાધિની પ્રાપ્તિ કે મનોરંજન કે કાળનિર્ગમન (Pastime) છે જ્યારે આધ્યાત્મિક વાંચનનું ધ્યેય ઉપશમ-વૈરાગ્યની વૃદ્ધિ અને પદાર્થનો યોગ્ય નિર્ણય કરી આત્મ-શુદ્ધિ પ્રાપ્ત કરવાનો છે. ઘણા પ્રકારનો સ્વાધ્યાયાદિનો પરિશ્રમ દીર્ઘકાળ સુધી કર્યા છતાં જો આ ફળની પ્રાપ્તિ ન થાય તો સાધકે સત્શાસ્ત્રોની સાચી સાધના કરી છે એમ ન ગણી શકાય.

સત્શાસ્ત્રોનો ઉપકાર સાધક ઉપર અમાપ છે. જે જે તત્ત્વ બુદ્ધિગમ્ય છે, તર્ક વડે સમજી શકાય છે, અનુમાન વડે પ્રમાણીત થઈ શકે છે અને અભ્યાસ વડે સિદ્ધ થઈ શકે છે, તે તે તત્ત્વો બતાવીને તો સત્શાસ્ત્રો આપણા ઉપર ઉપકાર કરે જ છે પરંતુ દૂરકાળવર્તી એવા રામ-રાવણાદિ પદાર્થો, દૂરક્ષેત્રવર્તી એવા મેરુ પર્વત, સ્વર્ગ કે નરકાદિ પદાર્થો અને અતિસૂક્ષ્મ એવા એકેન્દ્રિય જીવો વગેરેનું દિગ્દર્શન કરાવી સત્શાસ્ત્રો આપણને જે ત્રીજું નેત્ર પૂરું પાડે છે તેનો ઉપકાર આપણે શું ખરેખર વાળી શકીએ એમ છીએ ?

પૂર્વે થયેલા અનેક કક્ષાના વિશિષ્ટ મહાજ્ઞાનીઓ અને સમસ્ત વિશ્વના સમસ્ત પદાર્થોને સહજપણે જાણનાર એવા સર્વજ્ઞ

પરમાત્માના બોધનો જ એ પ્રભાવ છે કે આપણને આપણા સાચા સ્વરૂપનું, મોક્ષમાર્ગનું અને પરોક્ષ એવા સૂક્ષ્મ પદાર્થોનું પણ જ્ઞાન આજે પ્રાપ્ત થયું છે.

વર્તમાન સાધકવર્ગમાં સત્શાસ્ત્રોની સાધના પ્રત્યે એક પ્રકારની બેદરકારી અને ઉપેક્ષાવૃત્તિ દેખાય છે. અવિવેક અને પ્રમાદથી ઉત્પન્ન થયેલી સાધકોની આ અરુચિ આપણી મહાન અવનતિનું સૂચન કરે છે. આ અવનતિ નિવારવા માટે નિયમિતપણે અને નિયમપૂર્વક શાંત ચિત્તે સત્શાસ્ત્રોનું શ્રવણ, વાચન, મનન, લેખન, સ્મરણ, અનુપ્રેક્ષણ અને અનુસરણ માત્ર સહકારી અને ઉપકારી જ નહિ, પણ આવશ્યક અને અનિવાર્ય જાણીએ છીએ; અને તે માટે ગમે તેવો ભોગ આપીને પણ પુરુષાર્થ કરવો યોગ્ય છે. તેમ ન કરવા માટે કોઈ પણ સાધકે કોઈ પણ બહાનું બતાવવું તે અશ્રેયસ્કર અને આત્મઘાતક છે એમ નિશ્ચયથી જાણો. સાંપ્રદાયિકતાને આધીન થઈ જવાથી અન્ય વિશિષ્ટ મહાપુરુષોના ગ્રંથો ન વાંચવા સબંધીનો આગ્રહ છોડીને જેમાંથી આત્મકલ્યાણની પ્રાપ્તિ અને જીવન સુધારણાની પ્રેરણા મળે તેવા યોગ્ય અને શિષ્ટ ગ્રંથો વાંચવા સંબંધીનો સંકોચ છોડી દેવા યોગ્ય છે.

એક ખાસ વાત આ કક્ષાએ સર્વ સાધકોએ યાદ રાખવાની છે તે એ કે જેવી રીતે પરીક્ષામાં સિત્તેર ટકા ગુણ મેળવ્યા વગર મેડિકલ કૉલેજમાં દાખલ થઈ શકાતું નથી, પાંચ વર્ષના અધ્યાપનના અનુભવ વિના પ્રોફેસર બની શકાતું નથી, તેમ ઉત્તમ એવા જ્ઞાન-ધ્યાન-તપ અને સંયમનો માર્ગ બતાવનાર અધ્યાત્મશાસ્ત્રો પણ સુપાત્રતા વિના ખરેખર ઉપકારી થઈ શકતાં નથી. તે સત્શાસ્ત્રોથી લાભાન્વિત થવું હોય તો સાધકના જીવનમાં શાંતપણું, વૈરાગ્ય, મુમુક્ષુતા, તિતિક્ષા, મધ્યસ્થતા, સત્યનિષ્ઠા, સરળતા આદિ ગુણો જોઈશે.

વર્તમાનમાં અમુક મનુષ્યો શાસ્ત્રપાઠી તો થયેલા જોવામાં આવે છે પરંતુ યથાયોગ્ય પાત્રતા અને ગુરુગમ (સદ્ગુરુ દ્વારા પ્રાપ્ત થવા યોગ્ય વિશિષ્ટ જ્ઞાનદૃષ્ટિ) વિના તેમના પોપટિયા જ્ઞાનનો તેમના જીવન સાથે જાણે કાંઈ જ તાલમેલ (સંબંધ) હોતો નથી અને તેથી તેમનું તે જ્ઞાન (!) તેમને પરમાર્થમાર્ગથી ખૂબ ખૂબ દૂર જ રાખે છે. આથી જ મહાજ્ઞાનીઓએ કહ્યું છે—

આત્માદિ અસ્તિત્વનાં જેહ નિરૂપક શાસ્ત્ર,
પ્રત્યક્ષ સદ્ગુરુ યોગ નહિ ત્યાં આધાર સુપાત્ર.
જિન પ્રવચન દુર્ગમ્યતા થાકે અતિ મતિમાન,
અવલંબન શ્રી સદ્ગુરુ સુગમ અને સુખખાણ.

ઉપર કહેલા આ શુષ્કજ્ઞાની થઈ જવાના મહાન દોષથી બચવા માટે સત્સંગ અને અંતર-નિરીક્ષણ ઉપરાંત વિશાળ દૃષ્ટિથી શાસ્ત્રાવલોકન કરવામાં આવે તોપણ તે મહાન ઉપકારી થશે. પ્રાથમિક ભૂમિકામાં રહેલા સાધકે સંસારનું અસારપણું જેમાં વર્ણવ્યું હોય તેવા પૂર્વે થયેલા તીર્થંકર-આચાર્ય-મુનીશ્વર-સંતોના પવિત્ર જીવનપ્રસંગોનું વર્ણન જેમાં કર્યું હોય તેવા તથા જેમાં કર્મસિદ્ધાંતાદિનું સામાન્ય સ્વરૂપ બતાવ્યું હોય અને આચાર સંબંધી સ્પષ્ટ વિવરણ કર્યું હોય તેવાં શાસ્ત્રો પણ વાંચવા યોગ્ય છે. એકલા આધ્યાત્મિક ગ્રંથોના વાચનથી સાચી મુમુક્ષુતા વિકાસ પામી શકતી નથી. જીવનમાં શુષ્કતા આવી જાય છે, અતિ વાચાળ-પણું અને ઉન્મત્તતા તથા અહંકારાદિ મહાદોષો ઉત્પન્ન થાય છે અને જીવનપ્રસંગોમાં પ્રત્યક્ષપણે છીછરાપણું દૃષ્ટિગોચર થાય છે, કારણ કે તેવાં મહાન ગંભીર શાસ્ત્રોને પચાવવા માટે જે યોગ્યતા જોઈએ તે નવ્વાણુ ટકા વર્તમાન સાધકોમાં હોતી નથી. આ વાર્તા મહાન ઉપકારી હોવાથી તે સહજપણે સૂચિત કરી છે તે આસન્નભવ્ય જીવોને પ્રમોદ અને પ્રેરણા પમાડી ઉપકારક થાઓ !

## સત્શાસ્ત્રોનો મહિમા

(૧) સત્સંગ, સત્શાસ્ત્ર અને સદાચારમાં દૃઢ નિવાસ આત્મ-દશા પ્રગટ થવાનાં પ્રબળ અવલંબન છે.

(૨) અનેક સંશયોને છેદનાર, પરોક્ષ પદાર્થોને દર્શાવનાર અને સૌનાં નેત્ર (સમાન) શાસ્ત્ર છે. જેને તે (શાસ્ત્રરૂપી નેત્ર) નથી તે અંધ જ છે.

(૩) શાસ્ત્ર પાપરૂપી રોગનું ઔષધ છે, શાસ્ત્ર પુણ્ય ઉપાર્જન થવાનું કારણ છે, શાસ્ત્ર સર્વને જણાવનાર ઉત્તમ ચક્ષુ છે, શાસ્ત્ર સર્વ હેતુઓને સિદ્ધ કરનાર સાધન છે. માટે ધર્મી જીવે શાસ્ત્રમાં નિરંતર પ્રયત્ન કરવો શ્રેયસ્કર છે. મોહરૂપી અંધકારવાળા આ લોકમાં શાસ્ત્રરૂપી પ્રકાશ જ પથપ્રદર્શક છે.

(૪) શ્રામણ્ય જ્યાં ઐકાગ્ર્ય ને ઐકાગ્ર્ય વસ્તુનિશ્ચયે,
નિશ્ચય બને આગમ થકી આગમ પ્રવર્તન મુખ્ય છે.

(૫) શાસ્ત્રોમાં અપાયેલ બોધમાં મનીષિઓનાં ચિંતન, અનુભવ, પરીક્ષણ અને નિચોડનાં તત્ત્વો સમાયેલાં હોય છે. તેમાંથી આપણને જીવનયાત્રામાં સ્ફૂર્તિ, પ્રોત્સાહન અને માનસિક બળ પ્રાપ્ત થાય છે. જીવનની અંધકારપૂર્ણ ક્ષણોમાં પ્રકાશ-કિરણો તરીકે કામ કરવાનું સૌભાગ્ય આવા ઉત્તમ બોધને જ પ્રાપ્ત થયેલું છે.

(૬) શાસ્ત્રો વડે પ્રત્યક્ષ આદિથી જાણતો જે અર્થને,
તસુ મોહ પામે નાશ નિશ્ચય, શાસ્ત્ર સમધ્યયનીય છે.

(૭) મુનિરાજ આગમચક્ષુ ને સૌ ભૂત ઇન્દ્રિયચક્ષુ છે,
છે દેવ અવધિ ચક્ષુ ને સર્વત્ર ચક્ષુ સિદ્ધ છે

(૮) પ્રત્યક્ષ સત્પુરુષોનો સમાગમ ક્વચિત્ ક્વચિત્ જીવને પ્રાપ્ત થાય છે...તેવા યોગના અભાવે સત્શ્રુતનો પરિચય અવશ્ય કરીને કરવા યોગ્ય છે. શાંત રસનું જેમાં મુખ્યપણું છે, શાંતરસના હેતુએ જેનો સમસ્ત ઉપદેશ છે, સર્વે રસ શાંત-રસગર્ભિત જેમાં વર્ણવ્યા છે એવા શાસ્ત્રોનો પરિચય તે સત્શ્રુતનો પરિચય છે.

(૯) સત્શ્રુતનો પરિચય જીવે અવશ્ય કરીને કર્તવ્ય છે. મળ, વિક્ષેપ અને પ્રમાદ તેમાં વારંવાર અંતરાય કરે છે, કેમ કે દીર્ઘકાળ પરિચિત છે, પણ જો નિશ્ચય કરી તેને અપરિચિત કરવાની પ્રવૃત્તિ કરવામાં આવે તો તેમ થઈ શકે છે. મુખ્ય અંતરાય હોય તો તે જીવનો અનિશ્ચય છે.

(૧૦) સત્શાસ્ત્રોના સ્વાધ્યાયે શુભધ્યાન વિશે મન રાખો,
પ્રમાદ, પાતક તો ઝટ છૂટે, ઉપશમ-અમીરસ ચાખો.
અહોહો! પરમ શ્રુત-ઉપકાર!
ભવિને શ્રુત પરમ આધાર.

## સત્શાસ્ત્રના ઉપકારનાં જીવંત દૃષ્ટાંતો

[૧]

સૌરાષ્ટ્રમાં આવેલા સોનગઢના જૈન સ્વાધ્યાય મંદિર ટ્રસ્ટના પ્રણેતા અને અધિષ્ઠાતા પૂ. શ્રી કાનજીસ્વામીના જીવનની આ વાત છે. મૂળ તેઓએ શ્રીસ્થાનકવાસી સંપ્રદાયમાં દીક્ષા લીધી હતી. વિ. સં. ૧૯૭૮માં તેઓને આચાર્ય શ્રી કુંદકુંદ-વિરચિત 'સમયસાર' ગ્રંથ પ્રાપ્ત થયો. તેના વાચનથી તેઓને શુદ્ધ આત્માનુ સ્વરૂપ જાણીને ખૂબ ઉલ્લાસ આવ્યો અને તેઓ સમયસાર ગ્રંથના વિશિષ્ટ અધિકારી વિદ્વાન તથા અધ્યાત્મપ્રેમી બન્યા. આમ સત્શાસ્ત્રની પ્રાપ્તિ થવાથી તેમના જીવનમાં એક મહાન પરિવર્તન આવ્યુ, અને તેઓશ્રીના પ્રભાવથી અનેક ઉત્તમ અધ્યાત્મગ્રંથોનું ગુજરાતીમાં ભાષાંતર થયુ.

[૨]

લગભગ અઢાર વર્ષ પહેલાંની વાત. મુંબઈમાં લાખો રૂપિયાની વાર્ષિક આવકવાળા એક વેપારીને તેમના એક મિત્રે એક પુસ્તક વાંચવા માટે આપ્યુ. આ વેપારીએ પ્રથમ તેનું સામાન્ય અવલોકન કર્યું, પણ જેમ જેમ આગળ વાચતા ગયા

તેમ તેમ જાણે કે તેમના હૃદયને તે વેધક વચનો સ્પર્શી ગયાં. પોતે સંગીતના ખૂબ શોખીન હતા અને અનેક પ્રકારના રાગ-રંગમાં ડૂબેલા હતા. થોડા જ વખતમાં આ પુસ્તકના વાંચનની અસરથી તેઓએ બધી પ્રવૃત્તિ સંકેલી દેવલાલી(નાસિકરોડ પાસે, મહારાષ્ટ્ર)માં એક સુંદર આશ્રમ બનાવી, બ્રહ્મચર્યવ્રત ગ્રહણ કરી, ભક્તિમય સાદું જીવન અંગીકાર કર્યું.

આ વેપારી તે બીજા કોઈ નહીં પણ શ્રીમદ્ રાજચન્દ્ર આશ્રમ, દેવલાલીના મુખ્ય ટ્રસ્ટી આત્માર્થી શ્રી જયસિંગભાઈ, અને આ પુસ્તક તે ગુજરાતી ભાષાના અપૂર્વ અધ્યાત્મજ્ઞાન-કોશસ્વરૂપ 'શ્રીમદ્ રાજચન્દ્ર.' આ ગ્રંથમાં ભરેલી અદ્ભુત અનુભવવાણીના જાદુએ 'રંગીન' જયસિંગભાઈને 'સંગીન' સાધનામાર્ગ તરફ વાળી દીધા.





# નિયમિતતા

જે સમયે જે કાર્ય કરવાનુ છે તે સમયે તે કાર્ય અવશ્ય-પણે કરવાની નીતિમાં જે પારંગત થયો છે તે પુરુષ નિયમિત કહેવાય છે અને તેની તે નિષ્ઠા, નીતિને નિયમિતતા કહેવાય છે.

**વ્યવહારજીવનમાં નિયમિતતા :**

નિયમિતતાનો ગુણુ જેટલો પરમાર્થની સાધનામાં ઉપયોગી છે તેટલો જ વ્યવહારજીવનની સફળતામાં પણુ ઉપયોગી છે. ઘરમાં, નિશાળમાં, કૉલેજમાં, હૅાસ્પિટલમાં, દુકાનમાં, મિલમાં. કારખાનામા, નોકરીમાં, કોર્ટમાં કે બીજે ગમે તે સ્થળે જે નિયમિતપણે વર્તે છે તે પોતાનુ કાર્ય સમયસર અને શાંતિથી કરી શકે છે, જીવનમાં સફળતા પ્રાપ્ત કરી શકે છે. સૌના ધન્યવાદને પાત્ર ઠરે છે અને ઉત્તરોત્તર પ્રગતિ સાધી પોતાના વિષયમાં અગ્રેસર અને નિષ્ણુાત બની જાય છે. આ કારણુથી જ આપણે જોઈએ છીએ કે જે દુકાનદાર નિયમિત દુકાન ઉઘાડે છે, જે ડૉક્ટર સમયસર દવાખાને હાજર હોય છે, જે સેલ્સમૅન એપોઇન્ટમેન્ટનો સમય સાચવે છે, જે કારીગર સમયસર કામ પૂરું કરી આપે છે, જે શિક્ષક કે પ્રોફેસર સમયસર પોતાના કામે પહોંચી જાય છે, જે વિદ્યાર્થી નિયમિત અભ્યાસ કરે છે અને જે ગોરમહારાજ સમયસર લગ્નવિધિ પતાવી આપે છે તેઓ ઘણું કરીને લોકપ્રિય બને છે અને પોતાના કાર્યક્ષેત્રમાં સફળતા મેળવે છે.

**પરમાર્થમાર્ગમાં નિયમિતતા :**

પરમાર્થમાર્ગમાં તો નિયમિતતાની એટલી હદે આવશ્યકતા છે કે તેનુ પ્રતિબિંબ નીચેની પ્રસિદ્ધ અંગ્રેજી કહેવતમાં પણ

પડ્યું છે—જ્યાં નિયમિતતાનું સર્વોચ્ચ પાલન કરનાર માટે કહેવાય છે: 'He is religiously regular.'

હવે વિચારીએ કે અધ્યાત્મસાધનામાં નિયમિતતાની આટલી બધી આવશ્યકતા કેમ બતાવવામાં આવી છે? પ્રથમ તો સાધનામાં અનાદિકાળના પડેલા કુસંસ્કારો અને કુટેવોને સુસંસ્કારો અને સારી ટેવોના પુટ આપવા વડે ઢીલા કરી નાખવાના છે. આમ, જો કુસંસ્કારો અને કુટેવોના બળનો પરાજય કરવો હોય તો સ્વાભાવિકપણે જ નિયમિત રીતે તેનાથી વિરુદ્ધ ભાવોનુ (સુ-સંસ્કારોની સાધનાનું) ઠીક ઠીક કાળ સુધી સેવન કરવું જોઈએ. વળી વિશેષ એમ છે કે આત્મસાધનાની સફળતા આત્માનુભવથી છે, તેની પ્રાપ્તિ મનોજયથી છે અને તેની પ્રાપ્તિ સમસ્ત જીવનની પ્રક્રિયાઓને એક સુનિશ્ચિત ઢાંચામાં ઢાળવારૂપ નિયમિતતાથી છે. જો મનને જીતવું હોય તો નિયમિતતાપૂર્વક પાડેલી સારી ટેવોમાં નિષ્ઠાવાન થવું પડશે. ટૂંકમાં, સાધનાની ચરમસીમા જે સમાધિ, તેની પ્રાપ્તિ અર્થેની બે સૌથી અગત્યની બાબતો જે સદ્બોધ અને આત્મસ્થિરતા—તે બન્ને માટે નિયમિતતા આવશ્યક છે. પરંતુ તેમાં પણ આત્મસ્થિરતાનો તો આધારસ્તંભ જ નિય-મિતતા છે એમ આપણે ઉપર જોયું. આ ઉપરથી સાધકે નિયમિતતાને કેટલી અગત્ય પોતાના જીવનમાં આપવી જોઈએ તે સહેજે સમજી શકાય છે. જ્ઞાનીઓ કહે છે: 'નિયમથી કરેલું કામ ત્વરાથી થાય છે, ધારેલી સિદ્ધિ આપે છે, આનંદના કારણરૂપ થઈ પડે છે. માટે પાઠ, સ્તવન, ધ્યાન, સ્વાધ્યાય તથા ગુરુભક્તિ યથાસમયે કરવાં જોઈએ.'

## નિયમિતતાની સાધના:

આ પ્રમાણે કુસંસ્કારોના પરાજય અર્થે અને ધ્યાનમાં સ્થિરતાની પ્રાપ્તિ કરવા માટે નિયમિત આહારવિહાર. નિયમિત નિદ્રા, નિયમિત સત્સંગ, નિયમિત શાસ્ત્રાધ્યયન, નિયમિત પ્રભુ-

ભક્તિ, નિયમિત સ્મરણ-મનન, નિયમિત આસન, નિયમિત વાચા ઇત્યાદિનો અભ્યાસ કરીશું ત્યારે જ ધ્યાન દરમિયાન મન નિયમિત થશે અને ઉત્તમ ધ્યાનની પ્રાપ્તિ થતાં આત્મશાંતિ, પ્રસન્નતા અને આત્મસમાધિની પ્રાપ્તિ થશે.

નિયમિતતાની સિદ્ધિ માટે ત્રણ ઉપયોગી બાબતો અનુભવી પુરુષોએ આપણને બતાવી છે.

પ્રથમ તો નિયમિતતાની મહાન અગત્ય જીવનમાં સ્વીકારીને તેને પ્રાપ્ત કરવાનો અત્યંત દૃઢ નિર્ણય કરવો જોઈએ. બીજું, આ નિર્ણયને સાકાર કરવા માટે અભ્યાસની પ્રારંભિક અને મધ્યમ ભૂમિકાઓમાં કોઈ સુસંચાલિત આશ્રમ, પરમાર્થસંસ્થા કે ગુરુકુળમાં રહેવું જોઈએ. આવી સંસ્થાઓમાં સાધનાનો સમય નિયત કરેલો હોય છે અને તે માટે ઘણુંખરું ઘંટ વગાડી સૌને જાગ્રત કરવામા આવે છે. સવારે, બપોરે, સાંજે અને રાત્રે—એમ બધાય સમયે નિયમિતપણે સત્સંગ-ભક્તિ-પ્રવચન-ધ્યાન વગેરે-માં જવાથી એક જાતની ટેવ પડી જાય છે અને જો આત્મજાગૃતિ હશે તો તે ટેવ ઘેર આવ્યા પછી પણ ચાલુ રાખવામાં આવશે. અને આવા અભ્યાસ પછી છેલ્લે, નિયમનું ગ્રહણ એટલે કે વ્રત લેવું તે પણ નિયમિતતાને દૃઢ કરવા માટે અત્યંત જરૂરી છે. વ્રતગ્રહણનો એવો મહિમા છે કે જ્યારે જ્યારે વિરુદ્ધ પ્રકારનું કાર્ય કરવાનો અવસર ઊભો થશે ત્યારે તુરત જ વ્રતરૂપી વાડ આપણું તેનાથી રક્ષણ કરશે, અને આમ નિયમિતતાને ધીમે ધીમે આપણા જીવનનો એક સહજ સ્વભાવ બનાવી દેશે. આ કારણથી જ આપણા પૂર્વાચાર્યો અને સંત-મહાત્માઓએ વ્રતનુ અધિક મહત્ત્વ આત્મસાધનામાં સ્વીકાર્યું છે.

છેલ્લે નિયમિતતાની સાધના બાબત ઘણા મુમુક્ષુઓ તરફ-થી ફરિયાદ કરવામાં આવે છે કે નિયમિત જીવન જીવવું તેમને માટે બહુ જ કઠિન છે. હવે જો ખરેખર વિચારીએ તો સાધના-

માં જેમ-જેમ આગળ વધીએ તેમ-તેમ વધારે ને વધારે કુદરતી — સ્વાભાવિક બનતા જવાનું છે. કુદરતના ન્યાયમાં નિયમિતતા દૃષ્ટિગોચર થાય છે. સૂર્ય સવારે જ ઊગે છે અને સાંજે જ આથમે છે. ચંદ્ર સાંજે જ ઊગે છે અને સવારે અદૃશ્ય થાય છે. શિયાળો. ઉનાળો અને ચોમાસું પોતપોતાના મહિનાઓમાં જ આવે છે. ફળ-ફૂલ-શાકભાજી વગેરે પણ નિયમિત સમયે જ આવે છે અને સાગરમાં ભરતી-ઓટની વ્યવસ્થા પણ નિયમિત જોવામાં આવે છે.

આમ, પ્રકૃતિના ખોળે તો પદાર્થો નિયમિતતા ધારણ કરી રહેલા દેખાય છે. તો પછી જે સાધક પોતે કુદરત તરફ જઈ રહ્યો છે તેનામાં અનિયમિતતા કેમ શોભે? જોકે ગૃહસ્થાશ્રમમાં કેટલીક વસ્તુઓ અને બનાવો આપણા નિયમનની બહાર હોય છે એટલે એકાએક કોઈ મહેમાનોનું આવી જવું. કોઈને અકસ્માત. રોગ કે મરણનો યોગ થઈ જવો એ ઇત્યાદિ પ્રકારોને બાદ કરતાં નિયમિતતાનું સેવન પ્રાથમિક ભૂમિકા પછી સહજ, સરળ અને સ્વભાવરૂપ બની જાય છે — બની જવું જોઈએ.

ઉત્તમ ફળ દેનારી આવી નિયમિતતાને. ચાલો, આપણે પણ નિયમિત રીતે આરાધી સ્વભાવરૂપ કરી દઈએ.

## નિયમિતતાનાં જીવંત દૃષ્ટાંતો

[૧]

સાધનામાં નિયમિતતાની બાબતમાં શ્રી રામકૃષ્ણ પરમહંસ પોતાના ગુરુ શ્રી તોતાપુરીજીનું દૃષ્ટાંત ભક્તોને વારંવાર કહેતા. તોતાપુરીજી ઉગ્ર તપસ્વી હતા અને ઉચ્ચ દશાને પામેલા મહાત્મા હતા. પિત્તળનો લોટો. ચીપિયો અને એકાદ ચાદર કે આસન સિવાય તેઓ પોતાની પાસે કાંઈ પણ પરિગ્રહ રાખતા નહીં. આમ છતાં તેઓ ખૂબ જ નિયમિતપણે ધ્યાનમાં બેસી જતા.

એક દિવસ શ્રી રામકૃષ્ણે પૂછ્યું : 'આપને તો બ્રહ્મજ્ઞાન થઈ ગયું છે તો પછી હવે શા માટે નિયમિતપણે ધ્યાનમાં બેસવાનો આગ્રહ રાખો છો ?'

તેઓએ પોતાના પિત્તળના લોટા તરફ આંગળી ચીંધીને કહ્યું : 'જો સામે આ લોટો છે તે કેવો ચકચકાટ છે ? પરંતુ તે લોટાને બે-ત્રણ દિવસ ન માંજીએ તો તે કેવો નિસ્તેજ થઈ જાય છે ? મનુષ્યના મનનું પણ એવું જ છે. આત્મજ્ઞાન થવા છતાં પણ સાધકે ખૂબ સાવધાનીપૂર્વક નિયમિત ધ્યાન-ભજનાદિ સાધનોમાં લાગેલા રહેવાની ટેવ પાડવી જોઈએ, જેથી સર્વ પ્રકારના કુસંસ્કારોનો નાશ થાય અને સહજસમાધિની દશા પ્રગટે.'

० ० ०

[૨]

જે સમયે અમેરિકન પ્રજાસત્તાકના પ્રમુખ જ્યૉર્જ વૉશિંગ્ટન હતા તે સમયની આ વાત છે.

તેઓનો એક અંગત મંત્રી હતો. તેને ઑફિસમાં પહોંચતાં લાગલગાટ બે દિવસ મોડું થયુ તેથી વૉશિંગ્ટને તેને પૂછ્યું: 'ભાઈ! તમારે આફિસ આવવાનું કેમ મોડું થાય છે ?' તેણે જવાબ આપ્યો : 'સાહેબ, મારી ઘડિયાળ ધીમી પડી જાય છે.' આ વાત થયા પછીના દિવસે પણ જ્યારે તે મંત્રીને આવવામાં મોડુ થયું ત્યારે વૉશિંગ્ટને કહી દીધું : 'જુઓ ભાઈ! તમે મોડા આવો તે મને પોસાય નહીં; કાં તો તમે તમારું ઘડિયાળ બદલો નહિતર મારે મારો મંત્રી બદલ્યા સિવાય ચાલશે નહીં.'

० ० ०

[૩]

આ જમાનાના ભારતના મહાન રાજપુરુષોમાં સરદાર વલ્લભભાઈ પટેલનું નામ ખૂબ જ પ્રસિદ્ધ છે. તેઓના જીવનમાં અનેક મોટા મોટા સદ્‌ગુણો પ્રગટ્યા હતા, જેમાંનો એક હતો નિયમિતતાનો.

જે વખતે તેઓ બૅરિસ્ટરની ડિગ્રી લેવા વિલાયત ગયા ત્યારની આ વાત છે. ત્યાંના વિશ્વવિદ્યાલયનો જે પહેરેગીર હતો તે આ વિદ્યાર્થીને નિયમિતપણે લાઇબ્રેરીમાં વાંચવા આવે ત્યારે મળતો. સવારના નવ વાગ્યે તેઓ લાઇબ્રેરીમાં વાંચવા પહોંચી જતા. થોડા જ સમયમાં આ પહેરેગીરને તેમની અચૂક નિયમિતતા બાબત એટલો તો વિશ્વાસ બેસી ગયો કે વલ્લભભાઈ આવે ત્યારે જ તે વિશ્વવિદ્યાલયના ટાવરને ચાવી આપતો અને સમય પણ મેળવી લેતો.

જેટલો વખત વલ્લભભાઈ ત્યાં રહ્યા ત્યાં સુધીમાં કોઈ પણ દિવસ ટાવરની ઘડિયાળ વહેલીમોડી થયાની એક પણ ફરિયાદ વિશ્વવિદ્યાલયની ઑફિસમાં આવી નહોતી.

જુઓ નિયમિતતાનો જીવતોજાગતો નમૂનો !





# તત્ત્વજ્ઞાનનો સાર

ભૂમિકા :

આ જગતમાં જે પદાર્થ ખરેખર જેવો છે તેવું તેનું જે સ્વરૂપ તે તે પદાર્થનું તત્ત્વ છે અને તેવા તત્ત્વનું યથાર્થ જ્ઞાન તેને તત્ત્વજ્ઞાન કહીએ. આવા સમસ્ત તત્ત્વજ્ઞાનનો જે સાર તે તત્ત્વજ્ઞાનનો સાર છે. આ જગતના બધા પદાર્થોમાં જ્ઞાન અને આનંદના ગુણો ધરાવનાર જે શાશ્વત પદાર્થ તે આત્મા છે – ચેતન છે. પ્રાણીમાત્રનું લક્ષ જ્ઞાન અને આનંદની પ્રાપ્તિ હોવાને લીધે તે આત્મત્વ પ્રગટ કરવું તે તત્ત્વજ્ઞાનનો સાર છે.

તત્ત્વનું યથાર્થ સ્વરૂપ :

જે આત્માઓ જ્ઞાન અને આનંદને પૂર્ણપણે પામ્યા તેમને પરમાત્મા અથવા સર્વજ્ઞ કહેવામાં આવે છે. તેઓએ પોતાના જ્ઞાનમાં જોકે અનંત પદાર્થો જોયા, પણ તે સર્વમાં સારરૂપ પદાર્થો બે પ્રકારના જોયા : જડ અને ચેતન. જેનામાં જાણવા-જોવાની શક્તિ ન હોય, જે રૂપી હોય અને જે સ્પર્શ-રસ-ગંધ-વર્ણાદિથી યુક્ત હોય તેવા ઇન્દ્રિયગમ્ય પદાર્થોને જડ કહેવામાં આવે છે. પર્વત. માટી, પથ્થર, ધાતુ, લાકડું વગેરે પદાર્થો જડ તત્ત્વનાં દૃષ્ટાંતો છે, કારણ કે તે પદાર્થો બીજા કોઈક દ્વારા જણાય છે પણ તેઓ બીજા પદાર્થોને જાણી-જોઈ શકતા નથી.

આ જડ અને રૂપી તત્ત્વથી જુદા સ્વભાવવાળું, જાણવા-દેખવાની શક્તિવાળું ચૈતન્ય તત્ત્વ છે, જેને આત્મા, જીવાત્મા. પરમાત્મા વગેરે નામોથી ઓળખવામાં આવે છે. આવું ચૈતન્ય દરેક પ્રાણીમાત્રમાં રહેલું છે અને તેની સત્તાથી જ આ સમસ્ત વિશ્વમાં રમણીયતા વ્યાપેલી જોવામાં આવે છે. જોકે તેના

ગુણોનો કોઈ પાર નથી છતાં ટૂંકમાં તેને મહાત્માઓએ આવા મુખ્ય ગુણોવાળું કહ્યું છે :

"સમતા, રમતા, ઊરધતા, જ્ઞાયકતા સુખભાસ;
વેદકતા ચૈતન્યતા, એ સબ જીવવિલાસ."

જડ અને ચેતન — એમ આ બે પદાર્થો એકબીજાનું નિમિત્ત પામીને. પોતપોતાની યોગ્યતા મુજબ અનેક રીતે પરિણમી રહ્યાં છે. જગતના વિવિધ પ્રકારના સૂક્ષ્મ કે સ્થૂળ જડ પદાર્થોનો સંયોગ પામીને જગતના જીવો તેમાં હર્ષ-વિષાદની લાગણી તન્મયપણે અનુભવી રહ્યા છે અને આવા વિવિધ ભાવોને વિભાવ ભાવો કહે છે. જે જીવની સંસારી દશામાં નિરંતર નવા નવા થયા જ કરે છે અને જીવ આકુળતા અનુભવ્યા જ કરે છે.

**તત્ત્વજ્ઞાનનો અભ્યાસ :**

હવે મહત્-પુણ્યના યોગથી જ્યારે આ જીવ પાંચ ઇન્દ્રિયો, વિવેક કરવાની શક્તિ અને મનુષ્યભવ પામે ત્યારે તે સંસાર-પરિભ્રમણમાંથી છૂટવાની યોગ્યતાવાળો બને છે. આવો પુરુષ આત્મા-અનાત્માનો. જડ-ચેતનનો, સ્વ-પરનો અથવા સારાસારનો વિવેક કરવાનો સત્પુરુષાર્થ કરે તે જ તત્ત્વજ્ઞાનનો સાર છે. જે મહાન પુરુષ આવા સારરૂપ વિવેકને આત્મનિષ્ઠ સદ્ગુરુના બોધ દ્વારા પામે છે અને પ્રાપ્ત કરેલા વિવેકને જીવનમાં નિરંતર ધારણ કરે છે, તે મહાપુરુષને જગતના પદાર્થોમાંથી આત્મબુદ્ધિ ટળી જાય છે. આમ, એક વાર જગતના પદાર્થોનુ અકિંચિત્કરપણું જેણે અંતરથી જાણી લીધું હોય તેને ક્રમે કરીને આત્મા પ્રત્યે જ પરમ પ્રીતિ પ્રગટે છે અને તે આત્માનો જ લક્ષ અને અનુભવ થવાથી તે પુરુષને મોક્ષપદની સિદ્ધિ થાય છે.

આ કક્ષાએ એટલું જાણી લેવું આવશ્યક છે કે આવો જે ઉત્તમ ફળને આપનારો વિવેક તેને અંતરમાં ધારણ કરવા માટે તથારૂપ યોગ્યતાની જરૂર છે. જો સાધકમાં અંતર-વૈરાગ્ય,

ઉપશાંતવૃત્તિ, મધ્યસ્થતા, સરળતા. સહનશીલતા, સત્ય-જિજ્ઞાસા વગેરે ગુણો ન હોય તો તેવો સાધક કોઈ પણ સંજોગોમાં સદ્ગુરુનો ઉપદેશેલો બોધ ધારણ કરી શકતો નથી. આવું પાત્રતાનું અનિવાર્યપણું જાણીને સાધક જીવો બન્ને પુરુષાર્થમાં યોજાય છે. એક બાજુ સત્સંગના યોગમાં રહી સદ્ગુણસંપન્નતાને સેવે છે તો બીજી બાજુ સદ્ગુરુ પાસેથી તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ કરી વારંવાર ચિંતન-મનનના અભ્યાસ દ્વારા પ્રાપ્ત થયેલા બોધને દૃઢ કરીને તેને આત્મસાત્ કરી લે છે — જીવનમાં વણી લે છે.

**તત્ત્વજ્ઞાનનો મહિમા :**

(૧) જબ જાન્યો નિજ રૂપકો, તબ જાન્યો સબ લોક;
નહીં જાન્યો નિજ રૂપકો, સબ જાન્યો સો ફોક.

(૨) દેહ અને આત્માનો ભેદ પાડવો તે 'ભેદજ્ઞાન', જ્ઞાનીનો તે જાપ છે, તે જાપથી જ્ઞાની પુરુષ આત્મા અને દેહને જુદા પાડી શકે છે. તે ભેદવિજ્ઞાન થવા માટે મહાત્માઓએ સકળ શાસ્ત્રો રચ્યાં છે.

(૩) તત્ત્વદૃષ્ટિથી જે આત્માને, આ અપવિત્ર શરીરથી ભિન્ન અને જ્ઞાનસ્વભાવી જાણે છે તે સર્વ શાસ્ત્રોને જાણે છે. જે જ્ઞાનસ્વરૂપ આત્માને શરીરથી ભિન્ન નથી જાણતો તે અનેક શાસ્ત્રોનો પાઠી હોવા છતાં સાચો શાસ્ત્રજ્ઞ નથી.

(૪) સમજ્યા સમજ્યા એક છે, વણસમજ્યા સૌ એક;
સમજ્યા તે તો જાણીયે, જેને હૃદય વિવેક.

(૫) ધન ભોગોની ખાણ છે, તન રોગોની ખાણ;
જ્ઞાન સુખોની ખાણ છે, દુઃખ-ખાણ અજ્ઞાન.

(૬) જ્ઞાન જ્ઞાન સબ કો કહે, આત્મજ્ઞાન સો જ્ઞાન;
કહે પ્રીતમ પારસમણિ, ઔર સબૈ પાષાણ.

(૭) હે મુમુક્ષુ! એક આત્માને જાણતાં સમસ્ત લોકાલોકને જાણીશ અને સર્વ જાણવાનું ફળ પણ એક આત્મપ્રાપ્તિ છે; માટે

આત્માથી જુદા એવા બીજા ભાવો જાણવાની વારંવારની ઇચ્છાથી તું નિવર્ત અને એક નિજસ્વરૂપને વિશે દૃષ્ટિ દે, કે જે દૃષ્ટિથી સમસ્ત સૃષ્ટિ જ્ઞેયપણે તારે વિશે દેખાશે.

## તત્ત્વજ્ઞાનનો સાર : જીવંત દૃષ્ટાંતો

### [૧]

મધ્યમ યુવાવસ્થાવાળા એક ત્યાગી પુરુષ હિમાચલના કોઈ ગામમાંથી પસાર થઈ જંગલની દિશામાં જઈ રહ્યા હતા. ગામને પાદરે લોકોએ તેમને રોકયા અને કહ્યું : 'સ્વામીજી, તમારે આ દિશામાં જવું યોગ્ય નથી કારણ કે અહીંથી આગળ જતાં એક ભયાનક જંગલ ચાલુ થાય છે, જેમાં અનેક પ્રકારનાં હિંસક પ્રાણીઓનો નિવાસ છે.' સ્વામીજીએ કહ્યું : 'ભાઈ, અમે તો રમતા રામ, અમારે કોઈ નો ડર ન હોય.' લોકોએ સમજાવ્યા છતાં મહાત્મા તો માન્યા નહીં. એટલે લોકોએ તેમના હાથમાં એક લાકડી આપી. મહાત્મા તો પોતાને રસ્તે આગળ વધ્યા.

થોડે આગળ ચાલીને તેમણે વિચાર કર્યો કે મારા આયુષ્યનો અને પ્રભુનો ભરોસો હોય તો મારે આ લાકડીની પણ કાંઈ જરૂર નથી, એમ નિર્ણય કરી તેઓએ લાકડી ફેંકી દીધી. આગળ ચાલ્યા તેમ જંગલ ગીચ અને વધારે ભયાનક થતું ગયુ. થોડી વારમાં જ એક મોટું કાળું રીંછ મહાત્માની સમક્ષ આવીને ઊભું. મહાત્મા તો પ્રતિકાર કર્યા વગર શાંત થઈ ઊભા રહ્યા. થોડી વાર આ શાંતસ્વભાવી મહાત્મા સામે જોઈ રીંછ પોતાને રસ્તે પાછું ચાલ્યુ ગયું. મહાત્મા તો નિર્ભયપણે આગળ ચાલ્યા. પોતાના સાચા અવિનાશી આત્માનો વિશ્વાસ હોવાથી, નિઃશંકપણાને લીધે તેઓ નિર્ભય હતા અને તેથી જ આવો એકાકી વિહાર ઘોર જંગલોમાં પણ કરી શકતા હતા. તત્ત્વનો સાર સમજવાથી તેઓ નિઃસ્પૃહભાવે એકાંત સાધના કરતા.

આ મહાત્મા તે ગઈ સદીમાં થયેલા, મૂળ ટંકારા(મોરબી)-ના વતની મહર્ષિ દયાનંદ સરસ્વતી, જેઓએ આર્યસમાજની સ્થાપના કરી ભારતીય સંસ્કૃતિની મહાન સેવા કરી.

[૨]

આ સદીના પ્રારંભકાળની ખિના.

તે સમયે અત્યાર જેવી શાળા-મહાશાળાઓને બદલે મોટા-ભાગે તો વિદ્યાર્થીઓને ગુરુકુળમાં જ શિક્ષણ આપવામાં આવતું. આવા કોઈ ગુરુકુળમાં એક દિવસ મોટી આગ લાગી. સૌ ગભરાઈ ગયા અને પોતાના હાથમાં આવ્યું તે વાસણ લઈને આગને ઓલવવાનો પ્રયત્ન કરવા લાગ્યા. પણ અગ્નિદેવ રૂઠયા હતા. ટાંકીમાં પાણી પૂરતા પ્રમાણમાં નહોતું તેથી જો કૂવામાંથી રેંટ દ્વારા પાણી કાઢવામાં આવે તો જ પૂરતા પ્રમાણમાં પાણી મળે. રેંટનો બળદ બીજા ગાડા સાથે જોડવામાં આવ્યો હતો અને તે ગાડું મહેમાનોને લેવા ગયું હતું.

આ પરિસ્થિતિમાં શું કરવું ? કોઈક બળદ લેવા દોડયું, તો કોઈક દૂરથી પાણી લેવા દોડયું. ગુરુકુળના વિદ્યાર્થીઓમાં એક દૂબળોપાતળો વિદ્યાર્થી પેલા રેંટ સાથે જોડાઈ ગયો અને પોતાનું બધુંય બળ વાપરીને રેંટ ચલાવવા લાગ્યો. ટાંકીમાં પુષ્કળ પાણી ભરાવા લાગ્યું. થોડા વખતમા તો સેંકડો ડોલ અને ઘડાના પાણીથી આગ કાબૂમાં આવી ગઈ.

આગ કાબૂમાં આવી જતા ગુરુજીએ પૂછયું : ભાઈઓ ! આટલું બધું પાણી કયાંથી લાવ્યા ? આજે બળદ નથી તેથી રેંટ બંધ છે તો પાણી આવ્યું કયાંથી ?'

'ગુરુજી. રેંટ તો ચાલુ છે. એક વિદ્યાર્થીએ બળદના સ્થાને પોતાને જોતરી દીધો છે,' જવાબ મળ્યો.

સૌએ જઈને જોયું તો એ દૂબળોપાતળો વિદ્યાર્થી હજુ રેંટ ચલાવી રહ્યો હતો. ગુરુજીએ તુરત દોડીને તેને રોકયો,

જોતરેથી છૂટો કર્યો અને અનેક ધન્યવાદ આપી કહ્યું : 'બેટા ! ગુરુકુળમાં જ્ઞાન તો ઘણાએ લીધું છે પણ તે જ્ઞાનનો ઉત્તમ કાર્યમાં સદુપયોગ કરી, તેં જ એની સાર્થકતા ચરિતાર્થ કરી બતાવી છે.'

આ દૂબળોપાતળો વિદ્યાર્થી આગળ જતાં ભારતીય સંસ્કૃતિ અને સદ્‌વાચનના પ્રખર હિમાયતી તરીકે ભિક્ષુ અખંડાનંદ કહેવાયો. તેમણે સસ્તું સાહિત્ય વર્ધક-કાર્યાલયની સ્થાપના કરી આપણને ગુજરાતીમાં ઉત્તમ સાહિત્ય આપ્યું.





# દુર્જનસંગતિત્યાગ

ભૂમિકા :

દુષ્ટ અને પાપમય કાર્યોમાં જે પ્રવર્તે છે તેમને દુર્જન કહેવામાં આવે છે. વારંવાર દુષ્કર્મોમાં પ્રવર્તવાથી તેમને તેવાં કામોમાં પ્રવૃત્તિ કરવાની એવી તો સજ્જડ ટેવ પડી જાય છે કે આગળપાછળનો કાંઈ પણ વિચાર કર્યા વિના કે પોતાને કોઈ લાભ ન થતો હોય તોપણ તેવાં દુષ્કર્મોમાં તેઓ નિરંતર પ્રવૃત્તિ કર્યા જ કરે છે.

દુર્જનોનો સ્વભાવ :

જેમ સળગતા અગ્નિને ગમે ત્યાંથી અડકીએ તોપણ દાઝીએ છીએ અને કાજળની કોટડીમાં ગમે તેવી ચતુરાઈથી ચાલીએ તોપણ થોડું કાજળ તો લાગે જ છે, તેમ અનેક પ્રકારના દુર્ગુણોવાળા દુર્જનનો થોડો પણ સંગ થઈ જાય તો દૂષણ લાગ્યા વિના રહેતું નથી. સજ્જન પુરુષના અનેક ઉત્તમ ગુણોને પણ દુર્ગુણ તરીકે જ ખતવે એવો દુર્જનના હૃદયનો મલિન આશય હોય છે.

નિઃસ્પૃહી પુરુષને તે અભિમાની કહે છે. વિનયવાનને તે મસ્કાબાજ કહે છે, સરળ પુરુષને પણ તે લુચ્ચા તરીકે ગણે છે અને પોતાનુ કાર્ય કરી આપે તેને પણ ગરજવાન કહે છે. બીજાની વાત તો ઠીક પણ સગાં ભાઈ, બહેન કે માબાપનો પણ વિશ્વાસઘાત કરતાં તે ખચકાતો નથી તો અન્ય કોઈના પ્રત્યે સારું વલણ તે કેવી રીતે અપનાવી શકે ? માટે જરૂરી છે કે બને ત્યાં સુધી દુર્જનનો પ્રસંગ જીવનમાં ન પાડવો પણ જો નછૂટકે તેમ કરવું પડે તો પ્રયોજન પૂરું થયે તુરત જ તેનાથી અલગ થઈ જવું.

જોકે દુર્જનને ધિક્કારવાનો નથી પણ તેની દુર્જનતાનો જ બહિષ્કાર કરવાનો છે, તોપણ સામાન્ય માણસે દૂરથી જ દુર્જનનો અપરિચય કરવો; નહીં તો નક્કી છે કે તેના અલ્પ પરિચયથી પણ મનુષ્યને આ લોકમાં ભય, આકુળતા, શંકા અને અશાંતિ ઊપજે છે અને દુષ્કાર્યોમાં પ્રવૃત્તિ થવાથી સારા સંસ્કારો નાશ થાય છે.

## સંગ તેવો રંગ :

મનુષ્ય જેની સોબત કરે છે તેની વધતેઓછે અંશે તેના ઉપર અસર થયા વિના રહેતી નથી. આ કારણથી જ સંતોએ નિરંતર સત્સંગમાં રહેવાનો અને દુર્જનોના સહવાસથી બચવાનો સાધકને વારંવાર ઉપદેશ કર્યો છે.

સામાન્ય મનુષ્ય વિવેકથી રહિત હોય છે. જો દુર્જન મનુષ્યનો તેને સંગ થાય તો દુર્ગુણોનો સંચાર તેના જીવનમાં શીઘ્રતાથી અને સહેલાઈથી થવા લાગે છે, કારણ કે પતિતપરિણામી એવું મન પાપકાર્યોમાં પ્રવૃત્ત થવામાં પાવરધું છે. જેમ પર્વત પર ઊંચે ચડવું હોય તો ઘણા પ્રયત્નની જરૂર પડે છે પરંતુ નીચે ઊતરવું હોય તો ઘણી જ સહેલાઈથી ઊતરી જવાય છે તેમ જીવનની બાબતમાં પણ સમજી લેવું. એક પણ સારી ટેવ પાડવી હોય તો તેને માટે લાંબા સમય સુધી નિયમિત આરાધનાની આવશ્યકતા રહે છે, કારણ કે આળસુ મનને સારા કામમાં ચોંટવું ગમતું નથી. કોઈ ખરાબ ટેવ પાડવી હોય તો તેને માટે કોઈ પ્રયત્ન કરવો પડતો નથી. પ્રમાદયુક્ત પાપપ્રવૃત્તિમાં મન જલ્દીથી ચોંટી જાય છે.

સીડી ઊતરતી વખતે જો એક પગથિયું ચૂકી જઈએ તો અનેક પગથિયાં પરથી નીચે પડવાનું બને છે. તેવી રીતે જો કુસંગની લત મનુષ્યને લાગી જાય તો પછી તેનું અનેકમુખી અધઃપતન અનિવાર્ય બની જાય છે. અકરાંતિયા થઈને ખાવા-પીવાની ટેવો પડવાથી, ખોટા ઉજાગરાઓથી અને અતિભોગોમાં

સપડાઈ જવાથી તેની શરીર-સંપત્તિ નાશ પામે છે. વાતવાતમા અપશબ્દો બોલવાની તથા મર્મભેદી, કર્કશ અને કલેશ ઉપજાવનારી ભાષા બોલવાની ટેવ પડવાથી વાણીની મધુરતા, સચ્ચાઈ અને પવિત્રતા નાશ પામે છે. નિરંતર અનેક પ્રકારનાં વ્યસનોના સેવનથી, નિંદાથી, લોકવિરુદ્ધ અભિપ્રાયોથી, છળકપટથી અને કાવાદાવાઓથી મન મલિન અને ચંચળ થઈ જાય છે. થોડા જ વખતમાં લોકમાં પણ અપકીર્તિ ફેલાઈ જાય છે, સંપત્તિનો નાશ અને દુર્વ્યય થવા લાગે છે, પોતાના સ્વજનોનો પણ વિશ્વાસ ગુમાવવાનો સમય આવી જાય છે. આમ તનનો, મનનો, ધનનો, કીર્તિનો અને આત્માની પવિત્રતાનો નાશ કરનારો એવો દુર્જનોનો સંગ એકાંત દુઃખદાયી નીવડે છે.

## સોબત કરવામાં સતત જાગૃતિ :

આ અવકાશયુગમાં સજ્જનોની સંખ્યા ઘણી જ ઘટી ગઈ છે તેથી જ્યાં જઈએ ત્યાં કુસંગનો ભેટો થઈ જવાની સંભાવના વિશેષ છે. માટે કોઈ પણ નવા માણસ સાથે કોઈ પણ કારણસર પરિચય થાય ત્યારે ખપ પૂરતી જ વાત કરવી. દુર્જનોનો પ્રેમ પ્રારંભમાં ખૂબ હોય છે પણ થોડા જ સમયમાં ઘટવા માંડે છે, જ્યારે સજ્જનનો પ્રેમ ધીમે ધીમે વધે છે અને કાયમ ટકે છે. નવા માણસનો પરિચય વધારવો નહીં. તેની વાતચીત, રીત-ભાત, વાચન અને ટેવો ઉપરથી જો એમ લાગે કે આ સોબતથી જીવન વિકાસલક્ષી બનશે તો જ સોબત કરવી કે વધારવી.

હોટલ-સિનેમામાં, નાટકમાં, પાર્ટીઓમાં અને કલબોમાં જ લઈ જનારા મિત્રોથી ચેતતા રહેવું. અભક્ષ્ય આહાર, ઉજાગરા, અકરણીય વિલાસ હોય ત્યાં પરિચય એકદમ ઘટાડી દેવો. જ્યાં પરોપકાર, દયા, સાદાઈ. નિયમિતતા, સેવાભાવ, તત્ત્વજિજ્ઞાસા, સાહિત્ય કે કળાઓનો પ્રેમ, સુંદર વાચન-મનન વગેરે ન દેખાય ત્યાં રાચવું નહીં.

**ઉપસંહાર :**

જે મનુષ્ય પોતાની સોબતમાં, પોતાના વાંચનમાં અને પોતાની ટેવોમાં જાગ્રતપણે વર્તે છે તેને કોઈ આંચ આવતી નથી. જે વિવેક ચૂકી જાય છે અને ગમે તેવાની સોબતે ચડી જાય છે તે અચૂકપણે વિનાશમાર્ગે જ દોરાઈ જાય છે. માટે મહાન પ્રયત્ન કરી દુર્જન પુરુષોના સંગથી સાધકે બચવાનું છે અને સત્સંગનો યોગ મહાન ઉદ્યમથી શોધીને તેવા યોગમા રહી આત્મકલ્યાણ સાધવાનું છે.

**દુર્જનસંગતિત્યાગમાં પ્રેરણા :**

(૧) કામવૃદ્ધિ, ક્રોધવૃદ્ધિ, લોભવૃદ્ધિ, સત્યનુ વિસ્મરણ થઈ જવું, વિવેકશક્તિનો લોપ થવો તથા ભજન, સ્મરણ, તપ અને ધ્યાનનો નાશ થવો — આવાં અનેક કારણોનુ મૂળ હોવાને લીધે, સાધકોએ દુર્જનોનો સંગ સર્વથા અને તુરત જ છોડી દેવો જોઈએ.

(૨) ક્રૂરતા, કારણ વિનાનો કલહ, પરધન અને પરસ્રીની ઇચ્છા, સ્વજનોની સંપત્તિમાં ઈર્ષ્યાભાવ — આવા મહાન દુર્ગુણો દુર્જનની સોબતથી ઊપજે છે.

(૩) જેમ ઘુવડ સૂર્યનો પ્રકાશ હોવા છતાં દેખતું નથી અને કોયડા મગ ગમે તેટલા અગ્નિથી પણ પાકતા (ચડતા) નથી તેમ દુર્જનો ઉત્તમોત્તમ ધર્મને પામીને પણ પાપાચાર છોડતા નથી.

(૪) કોલસાને ગમે તેટલા પાણીથી ધોઈએ તોપણ તે કાળો જ રહે છે તેમ દુર્જન પણ બાહ્ય ધર્મક્રિયા કરે તોપણ પોતાની દુર્જનતા છોડતો નથી.

(૫) નિયમિતપણે સત્સંગ કરવો, તો કુસંગનો ત્યાગ સ્વયમેવ થઈ જશે.

(૬) સત્સંગની એક ઘડી જે લાભ દે છે તે કુસંગનાં એક કોટ્યાવધિ વર્ષ પણ લાભ ન દઈ શકતાં અધોગતિમય મહાપાપો કરાવે છે. તેમ જ આત્માને મલિન કરે છે.



# પરમપદ વિચાર

ઉત્તમ ભાવોમાં રહે તેને પરમ કહે છે, અને એવા ઉત્તમ ભાવોવાળું પદ (સ્થિતિ) જેમણે પ્રાપ્ત કર્યું છે તેઓને પરમ-પદસ્થિત પુરુષો અથવા પરમગુરુ કહે છે.

આ જગતમાં આવું ઉત્તમ પદ કયુ છે અને કેવું છે તેનો વિચક્ષણ પુરુષોએ વિચાર કરવા યોગ્ય છે. જુદા જુદા લોકોની તે અંગેની જુદી જુદી માન્યતા 'મહત્તા' નામના પ્રકરણમાં વર્ણવી છે. અને તે અંગેનું જ્ઞાની અને પ્રતાપી પુરુષોનુ જે વક્તવ્ય તે પણ ત્યાં રજૂ કર્યું છે. આત્માને શાશ્વત આનંદ અને સંપૂર્ણ જ્ઞાનની પ્રાપ્તિ થઈ જાય એવું જે પદ છે તે પરમપદ છે, એમ ઉત્તમ પુરુષોએ જે સત્યાર્થ પ્રતિપાદન કર્યું છે, તે ત્યાં આપણે જોયું હતું.

પરમપદરૂપ આત્માની જે સર્વથા શુદ્ધ દશા છે તે સાચી સાધના દ્વારા સાધક ક્રમે કરીને પ્રગટાવે છે અને તેથી તે પરમ-પદના વિકાસની પણ શ્રેણીઓ પડે છે. આર્યદર્શનોમાં તે પદનો સંત, સદ્ગુરુ અને પરમાત્મા એવા ત્રણ વિભાગમાં સામાન્ય-રીતે સમાવેશ કરવામાં આવે છે. આ પદનું વર્ણન જોકે અનેક દર્શનકારોએ સારી રીતે કર્યું છે, તોપણ સ્વ-પર ઉપકારની દૃષ્ટિએ, દ્રવ્યથી અને ભાવથી તથા વિશિષ્ટ વૈજ્ઞાનિક પદ્ધતિથી જો કોઈએ કર્યું હોય તો તે વીતરાગદર્શનકારોએ કર્યું છે અને તે પદની ભક્તિનો યથાયોગ્ય અને સાતિશય એવો મહિમા પણ તેમણે ગાયો છે.

આત્માના વધતા જતા વિકાસની જે વિભિન્ન શ્રેણીઓ છે તેમાં પરમાત્માના પદના બે અને શ્રીસદ્ગુરુના પદના ત્રણ એમ કુલ પાંચ વિભાગો પાડવામાં આવ્યા છે.

આત્માના જ્ઞાન-આનંદ-વીર્ય આદિ ગુણોને રોકનારાં એવાં (ઘાતી) કર્મોનો સમ્યગ્યોગની આરાધનાથી જેમણે સંપૂર્ણ નાશ કર્યો અને તેથી તે ગુણો પૂર્ણપણે અનુભવ્યા છે એવા દેહસહિત પરમાત્માને **અરિહંત** કહેવામાં આવે છે. તેઓને પરમ – આપ્ત પણ કહેવામાં આવે છે. કારણ કે તેઓએ સર્વ દોષોનો નાશ કરી સર્વ ગુણો પ્રગટ કર્યા છે અને તેથી મોક્ષસાધક પુરુષો વડે તેઓ સર્વથા વિશ્વાસ કરવા યોગ્ય છે.

ઉપરોક્ત સર્વ ગુણો જેનામાં વિદ્યમાન છે પરંતુ આયુષ્યની પૂર્ણતા થવાથી જેઓ છેલ્લા દેહથી કિંચિત્ ન્યૂન આકારે વિશ્વના સર્વોચ્ચ પ્રદેશે (સિદ્ધલોકમાં) સાદિ-અનંત કાળ સુધી પરમાનંદ આદિ ગુણોથી વિભૂષિત છે અને રહેશે તે અશરીરી પરમાત્મા છે. તેમને **સિદ્ધ પરમાત્મા** કહેવામાં આવે છે.

જેઓએ આત્મજ્ઞાન અને વિશિષ્ટ આત્મસંયમ પ્રગટ કર્યાં છે, જેઓનું શ્રદ્ધાનું. જ્ઞાનનું અને આચારનું બળ અદ્ભુત છે, જેઓ અહિંસા આદિ પાંચ મહાવ્રતોના પાલનમાં તથા ક્ષમા-વિનયાદિ દશ ધર્મોની આરાધનામાં તથા બાહ્યાભ્યંતર તપ દ્વારા જ્ઞાન-ધ્યાનાદિની સાધનામાં પોતે જાગ્રતપણે વર્તે છે તથા મોક્ષ-માર્ગમાં અન્ય ધર્મલોભી જીવોના પરમ માર્ગદર્શક નેતા તરીકે શોભે છે, તેવા મહત્ મહત્પુરુષને **શ્રી આચાર્ય મહારાજ** કહીએ છીએ.

ઉપરોક્ત ગુણોથી જેઓ સામાન્યપણે વિભૂષિત છે પરંતુ જ્ઞાનબળની વિશિષ્ટ આરાધના કરી હોવાથી જેઓ સત્શાસ્ત્રોના ખરેખર પારગામી બન્યા છે અને સર્વતોમુખી જ્ઞાનપ્રતિભાથી શોભિત થયા થકા મહાન વક્તાપણાના ગુણોસહિત ધર્મલોભી જીવોને મોક્ષમાર્ગ સંબંધી જ્ઞાનનું વિપુલ દાન દેવાને સમર્થ છે તેવા મહત્પુરુષને **શ્રી ઉપાધ્યાય મહારાજ** કહીએ છીએ. આવા મહાપુરુષો મુખ્યત્વે અધ્યયન અને અધ્યાપનમાં અનુરક્ત રહે છે.

ઉપરોક્ત સર્વ ગુણોથી સામાન્યપણે વિભૂષિત હોવા છતાં જેઓ આચાર્યશ્રીની રાહબરી હેઠળ જ્ઞાન-ધ્યાન-વૈરાગ્ય-તપ દ્વારા નિજ–આત્માની વિશેષ શુદ્ધિને સાધવામાં જ અનુરક્ત છે તેવા નિર્ગ્રંથ, નિર્મોહ અને સાંસારિક પ્રપંચોથી વિરહિત મહત્–પુરુષ હોય તેમને **શ્રી સાધુ મહારાજ** કહીએ છીએ.

આમ પાંચ પ્રકારે આત્માના વિકાસની વિભિન્ન શ્રેણીઓનું જે વૈજ્ઞાનિક વર્ણન વીતરાગદર્શનકારોએ કર્યું છે, તેને સરળ ભાષામાં અને તદ્દન સામાન્ય પ્રકારથી જ અત્રે અવતરિત કર્યું છે. આ પરમપદનો મહિમા અતુલ્ય છે, અવર્ણનીય છે – વાચા દ્વારા વ્યક્ત કરી શકાય તેવો નથી.

આ પરમપદનું સ્મરણ-ધ્યાન કરવાથી અત્યંત મંગળની પ્રાપ્તિ થાય છે. એટલે કે પાપભાવોનો નાશ, પુણ્યની પ્રાપ્તિ અને શુદ્ધાત્માનો લક્ષ ઊપજે છે. જોકે આ પદની પ્રાપ્તિ આ કાળે મુખ્યપણે આદર્શરૂપ છે એ હકીકત હોવા છતાં પણ આ પરમપદનું યથાર્થ અને વૈજ્ઞાનિક જાણપણું મોહનો નાશ કરી ઉત્તમ એવા આત્મજ્ઞાનાદિની પ્રાપ્તિ કરાવે છે, માટે ફરી ફરી પ્રયત્નપૂર્વક, નિષ્ઠાપૂર્વક અને અત્યંત ઉત્સાહપૂર્વક આ પરમપદનું શ્રદ્ધાન, જ્ઞાન, સ્મરણ અને અનુસરણ ભવ્ય જીવોનુ સર્વતોમુખી કલ્યાણ કરનારું છે એમ જાણીએ છીએ અને તે પદપ્રાપ્તિની દિશામાં પ્રયત્નશીલ છીએ.

## પરમપદનો મહિમા

(૧) મંગલમય પરમાતમા શુદ્ધ ભાવ અવિકાર;<br>
નમૂં પાય પાઊં સ્વપદ જાચૂં યહી કરાર.

(૨) નમૂં પંચપદ બ્રહ્મમય મંગલરૂપ અનૂપ;<br>
ઉત્તમ શરણ સદા લહૂં ફિરિ ન પરૂં ભવકૂપ.

(૩) દેહ છતાં જેની દશા વર્તે દેહાતીત;<br>
તે જ્ઞાનીના ચરણમાં હો વંદન અગણીત.

(૪) પરમપુરુષ પ્રભુ સદ્ગુરુ, પરમજ્ઞાન સુખધામ;<br>
જેણે આપ્યું ભાન નિજ, તેને સદા પ્રણામ.

(૫) રોકયા શબ્દાદિક વિષય, સંયમ સાધન રાગ,
જગત ઇષ્ટ નહીં આત્મથી, મધ્યપાત્ર મહાભાગ્ય.
(૬) આગમ વિશે કૌશલ્ય છે ને મોહદષ્ટિ વિનષ્ટ છે,
વીતરાગ ચરિતારૂઢ છે તે મુનિ મહાત્મા ધર્મ છે

## પરમપદ-વિચાર : જીવંત દૃષ્ટાંતો

### [૧]

સાતમી સદીની આ વાત.

તે સમયે ભારતમાં સમ્રાટ હર્ષની આણ પ્રવર્તતી હતી. જેવો તે શૂરવીર હતો તેવો જ તે દાનવીર અને ધર્મવીર પણ હતો. અનેક વિદ્વાનોનુ, સંતોનુ અને કળાકારોનુ તે સન્માન કરતો.

તે સમયે વિધવિધ સંપ્રદાયો પોતપોતાની મહત્તા સ્થાપવા માટે, પોતાના ધર્મના સાધુ-મહાત્માઓ દ્વારા કાંઈક ને કાંઈક ચમત્કારો બતાવતા. કેટલાક સલાહકારોએ જૈનધર્માવલંબીઓને પણ પોતાનો ચમત્કાર બતાવવા પડકાર કર્યો. રાજાએ આચાર્ય માનતુંગસૂરિને વિનંતી કરી. આચાર્યે કહ્યું : 'મારો પરમાત્મા તો વીતરાગી છે. તે કાંઈ ચમત્કાર કરે નહીં પણ તેના આશ્રિત દેવો કાંઈક પુણ્યપ્રભાવ બતાવી શકે.'

તેમણે તો માત્ર પોતાના ઇષ્ટ પરમાત્મા ઋષભદેવ ભગવાનની સ્તુતિ, પોતાના આત્માની શુદ્ધિ અર્થે અને ધર્મની રક્ષા કાજે એકાગ્ર ચિત્તથી શરૂ કરી. જેમ જેમ તેમનો આત્મા શુદ્ધ ભક્તિમાં તલ્લીન થતો ગયો તેમ તેમ તેમના આત્માનાં કર્મબંધનો તૂટવા લાગ્યાં. સાથેસાથે લોકપ્રસિદ્ધ કથાનુસાર તેમને બાંધવામાં આવેલી લોખંડની સાંકળો પણ તૂટતી ગઈ અને ધર્મનો જયજયકાર થયો.

લોકોની કે સમ્રાટની સ્તુતિ પ્રત્યે જેમનું કંઈ પણ ધ્યાન નહોતું એવા મહાન સંતશિરોમણિ આચાર્ય માનતુંગને તો સામ્ય-ભાવ જ ઇષ્ટ હતો, કારણ કે તેઓ પરમપદને પ્રાપ્ત થયેલા લોકોત્તર પુરુષ હતા.

[૨]

તુર્કસ્તાન અને ઈરાન વચ્ચે ખૂનખાર યુદ્ધ ચાલી રહ્યું હતું. દરરોજ કેટલાક માણસો ઘવાતા, મરાતા કે પકડાતા. એક-વાર ઈરાનના પ્રસિદ્ધ સંત ફરીદુદ્દીન તુર્ક સેનાના હાથમાં ઝડપાઈ ગયા અને તેમને જાસૂસીના આરોપસર દેહાંતદંડની સજા ફરમાવવામાં આવી.

સંત ફરીદુદ્દીનને અમુક દિવસે ફાંસીની શિક્ષા થશે એ વાત આખા ઈરાનમાં પ્રસરી ગઈ. તેમના અનેક ભક્તો તુર્કસ્તાન આવી પહોંચ્યા અને સુલતાનને સોનું, ચાંદી, ઝવેરાત કે બીજી વસ્તુઓ આપવા લાગ્યા કે જેથી સંતનો છુટકારો થાય. કેટલાક યુવાનો સંતને બદલે પોતે ફાંસીએ ચડવા તૈયાર થયા પણ સુલતાને માન્યુ નહીં.

એટલામાં ઈરાનનો દૂત સુલતાનના દરબારમાં આવ્યો. તેણે પોતાના શાહનો પત્ર સુલતાનને આપ્યો. ઈરાનના શાહે લખ્યું હતું કે સંત ફરીદુદ્દીનના બદલામાં તમો આખું ઈરાન લઈ લો પણ તે સંતને છોડી દો.

તુર્કનો સુલતાન વિચારમાં પડી ગયો કે એક સંતની આટલી મોટી કિંમત ? શું ઈરાનના શાહ એક સંત માટે આખું ઈરાન આપી દેવા તૈયાર થઈ ગયા ? સુલતાને ઈરાનના શાહને સન્માન સહિત તેડાવ્યા અને આ બાબતનો ખુલાસો પૂછ્યો. શાહે કહ્યું : 'દુનિયાની જડ સમૃદ્ધિ કરતાં એક સંતના આત્માની સમૃદ્ધિ વધારે મહાન છે, કારણ કે તે શાશ્વત અને પરોપકાર લક્ષી છે. પોતાના પવિત્ર જીવનથી તેઓ અમારા સૌનાં હૃદયમાં વસી ગયા છે.'

શાહની વાત સાંભળી સુલતાન પણ સંતના ચરણમાં ઝૂકી પડયો. સંતને તો પહેલેથી જ ક્ષમાભાવ હતો. તેમણે સુલતાનને ધર્મલાભના આશીર્વાદ આપ્યા.

બન્ને દેશ વચ્ચે યુદ્ધવિરામની નોબત વાગી. સંતના સાહસથી સર્વત્ર શાંતિ પ્રસરી ગઈ.



# પુનર્જન્મ

**ભૂમિકા :**

વર્તમાનમાં આપણે જે દેહમા રહીએ છીએ તે દેહની અવધિ પૂરી થયે આપણું અસ્તિત્વ નષ્ટ નથી થતું, અર્થાત્ આ શરીર છોડીને પણ બીજું શરીર ધારણ કરવું પડે છે એ હકીકતનો જે સ્વીકાર કરે છે તેને આસ્તિક કહેવામાં આવે છે અને પુનઃ દેહધારણરૂપ જે અવસ્થા તેને પુનર્જન્મ કહેવામાં આવે છે. ચાર્વાક (નાસ્તિક) દર્શન સિવાયના બધા જ આર્યદર્શનકારોએ એકમતે પુનર્જન્મના સિદ્ધાંતને સ્વીકારીને પોતપોતાનાં દર્શનોમાં તેની પુષ્ટિ કરી છે.

**પુનર્જન્મની સિદ્ધિ :**

એક જ માતાપિતાનાં જુદાં જુદાં બાળકોનુ બાહ્યાંતર વ્યક્તિત્વ જુદું જુદું સ્પષ્ટપણે દેખાય છે. બધાયનો ઉછેર, કેળવણી અને સંયોગો સરખાં હોવા છતાં એક હોશિયાર અને એક ઠોઠ હોય છે. એક ગોરો અને એક કાળો હોય છે, એક લૂલો, લંગડો, બહેરો કે એકાદ અંગ વગરનો હોય છે, તો બીજો સૌમ્ય, સુંદર અને સર્વાંગસંપૂર્ણ હોય છે.

એક જ વર્ગના એ જ શિક્ષકો અને એ જ વિદ્યાર્થીઓ હોવા છતાં એક વિદ્યાર્થી ઊંચા ગુણ મેળવી ઉત્તીર્ણ થાય છે, જ્યારે બીજો ત્રણ વર્ષ થવા છતાં પણ ઉત્તીર્ણ થઈ શકતો નથી.

પશુઓમાં અનેક પ્રકારનું જન્મજાત વેર જોવામાં આવે છે. ઉંદર-બિલાડી. સાપ-નોળિયો, મોર-સાપ વગેરે પ્રાણીઓ સામા પક્ષનાં પ્રાણીઓને જોતાંવેંત જ કોઈ પણ પ્રકારની બાહ્ય ચેષ્ટા કે કારણ વગર સામા પ્રાણી સાથે વેરભાવથી પ્રેરાઈને લડવા લાગી જાય છે.

જન્મથી જ અતિશય વિચક્ષણ બુદ્ધિના ધારણ કરનારા મનુષ્યો ઇતિહાસપ્રસિદ્ધ પણ છે અને નજીકના ભૂતકાળમાં પણ થયેલા દેખાય છે. જે પ્રકારની અને જે પ્રમાણની બુદ્ધિ અમુક વયમાં કે અમુક સંજોગોમાં સંભવી જ ન શકે તેવી અતિ વિરલ અને અતિ વિશિષ્ટ પ્રજ્ઞાસંપન્નતા દેખી આપણે આશ્ચર્ય-ચકિત થઈ જઈએ છીએ. આનાં દૃષ્ટાંત હવે પછી આપણે જોઈશું.

નવજાત શિશુનાં હાસ્ય, કંપ અને રુદનનાં કાર્યો તેના વર્તમાન જીવનના કોઈ પણ શિક્ષણ કે અનુભવ વિના પણ થતાં જોવામાં આવે છે. આ કાર્યો તેનામાં ઉત્પન્ન થયેલાં હર્ષ, ભય અને શોકને પ્રદર્શિત કરે છે. જો અમુક અનુભવ પૂર્વનો ન માનીએ તો અનુકૂળ સંજોગોમાં હર્ષ, મોટો અવાજ આદિ થતા ભય, અને ભૂખ લાગતાં શોકનો અનુભવ તેને કયાં કારણોથી સમજી શકાય? સ્તનપાન કરવાની ઇચ્છાથી પ્રેરાઈને જ તે શિશુ ભૂખની નિવૃત્તિ અર્થે સંકલ્પપૂર્વક પ્રવૃત્તિ કરે છે, જેથી આ કાર્ય ભૂખનિવર્તક છે એમ તેને પૂર્વ-અનુભવ હોવો જોઈએ તેમ સાબિત કરે છે. આવા પૂર્વસંસ્કાર આ જીવનમાં તો પ્રાપ્ત થયા નથી તેથી તે પૂર્વજન્મમાં પ્રાપ્ત થયા હોવા જોઈએ એમ સ્વીકારતાં પૂર્વજન્મ સાબિત થાય છે અને તેથી પુનર્જન્મ પણ આપોઆપ સાબિત થઈ જાય છે.

## પુનર્જન્મને દર્શાવતા જીવનવૃત્તાંતો :

પુનર્જન્મને દર્શાવતા અને પૂર્વભવનુ સ્મરણ થયું હોય તેવા મનુષ્યોને લગતી અનેક વાતો અવારનવાર પ્રગટ થતી રહે છે, અને માનસશાસ્ત્રીઓ (Psychologists) તથા વર્તમાનપત્રોના સંવાદ-દાતાઓ અનેક પ્રસંગોને રજૂ કરે છે. અહીં તો આપણે ત્રણ મનુષ્યોના જીવનપ્રસંગોનો ટૂંકમાં વિચાર કરીશું, જેઓની પ્રસિદ્ધિ પોતપોતાનાં ક્ષેત્રમાં, ભારતના જ નહીં પણ સમસ્ત વિશ્વના પ્રથમ પંક્તિના પુરુષોમાં થયેલી છે.

# પુનર્જન્મનાં જીવંત દૃષ્ટાંતો

## [૧]

વિક્રમના સોળમા સૈકામાં બિહારમાં શંકર મિશ્ર નામના એક વિદ્વાન કવિ થઈ ગયા. તેમના બાળપણનો આ પ્રસંગ છે.

એકવાર તેમના ગામ પાસેથી ત્યાંના રાજાની સવારી પસાર થઈ. સામાન્ય રીતે રાજાની સવારી જોવા સૌ માણસો જાય તેવો તે વખતે રિવાજ હતો એટલે તે પણ ગામની ભાગોળે જઈને ઊભો રહ્યો. તે વખતે શંકરની ઉંમર પાંચ વર્ષની હતી, પરંતુ શરીર ખૂબ સ્વરૂપવાન હતું. હાથી પર બેઠેલા રાજાની દૃષ્ટિ આ બાળક પર પડી. રાજાએ તે બાળકને સંસ્કૃતમાં પૂછ્યું,[1] "વત્સ! કેમ, એકાદ કવિતા સંભળાવી શકીશ?" બાળકે ઉત્તર આપ્યો, "રાજન્! મારી પોતાની રચેલી સંભળાવું કે અન્યની રચેલી?" રાજાએ કહ્યું, "તને કવિતા રચતાં પણ આવડે છે?" બાળકે ઉત્તર આપ્યો:

"बालोऽहं जगदानद न मे बाला सरस्वती!
अपूर्णे पञ्चमे वर्षे वर्णयामि जगत्त्रयम् ॥

અર્થાત્ જગતને આનંદ આપનાર હે નરેશ! હું બાળક છું પણ મારી વિદ્યા કાંઈ બાળક નથી. હજુ તો મને પાંચમું વર્ષ પણ પૂરું થયું નથી, પરંતુ હું ત્રણે લોકનું વર્ણન કરી શકું છું."

આ શ્લોક સાંભળી હર્ષિત થયેલા રાજાએ બાળકને અન્ય દ્વારા રચાયેલું પદ સંભળાવવા કહ્યું. તે વખતે શંકર મિશ્ર, વેદની એક ઋચા બોલ્યો અને તેના પૂર્વાર્ધમાં સુંદર પદ રચી રાજાની સ્તુતિ કરી. પાંચ વર્ષની ઉંમર પૂરી થયા પહેલાં વેદની ઋચાનું જ્ઞાન અને સંસ્કૃત ભાષામાં ઉત્તમ કવિત્વ તેને કેવી રીતે પ્રાપ્ત થયું? વર્તમાન જીવનમાં તેવા પ્રકારના શિક્ષણના અભાવમાં પૂર્વભવના સંસ્કાર વડે જ તે પ્રાપ્ત થયું એમ ન્યાયથી માનવું પડે છે.

---

૧. એ કાળે લોકભાષામાં મુખ્યત્વે સંસ્કૃત ભાષાનું ચલણ હતું.

[૨]

ગઈ સદીમાં આપણા દેશના મદ્રાસ રાજ્યમાં શ્રીનિવાસ રામાનુજમ્ નામના એક મહાપુરુષ થઈ ગયા. તેમનો જન્મ ઈ. સ. ૧૮૮૭માં થયો હતો. અત્યંત નાની વયથી જ ગણિત પ્રત્યે તેમને અગાધ રુચિ હતી અને સૂઝ પણ અસામાન્ય હતી.

પ્રસિદ્ધ અંગ્રેજ વૈજ્ઞાનિક જ્યુલિયસ હક્સલે (Julious Haxley)એ તેમને આ સદીના સૌથી મહાન ગણિતકાર તરીકે બિરદાવ્યા છે. ભારતીય ગણિતજ્ઞ સોસાયટી સમક્ષ તેમણે રજૂ કરેલા સાઠ પ્રશ્નોમાંથી વીસ પ્રશ્નો હજુ અણઉકલ્યા જ રહ્યા છે. તેઓ ત્રીસ વર્ષના થયા ત્યારે ઈ. સ. ૧૯૧૭માં તેમને ઇંગ્લૅંડમાં Fellow of Royal Societyનું માનદ બિરુદ એનાયત કરવામાં આવ્યું હતું.

કોઈ પણ પ્રકારની કેળવણી આ જન્મમાં પ્રાપ્ત કર્યા વગર પોતાની આગવી બુદ્ધિપ્રતિભાથી સમસ્ત વિશ્વના ગણિતજ્ઞોમાં સર્વશ્રેષ્ઠ પદવી પ્રાપ્ત કરનાર આ પુરુષનું જીવન તેના અદ્ભુત પૂર્વસંસ્કાર અને પૂર્વાભ્યાસને સ્વયં સિદ્ધ કરી દે છે.

[૩]

મહાત્મા ગાંધીજીએ પોતાના આધ્યાત્મિક માર્ગદર્શક તરીકે ગણેલ શ્રીમદ્ રાજચંદ્રજી (કવિ રાયચંદભાઈ) પણ એક મહા-સમર્થ પુરુષ થઈ ગયા છે. સાત વર્ષની ઉંમરે તેમને જાતિસ્મરણ-જ્ઞાન (આગલા ભવોનું સ્પષ્ટ સ્મરણ) થયેલું. તેમણે દસ વર્ષની ઉંમરે લખેલી 'પુષ્પમાળા' અને સોળ વર્ષની ઉંમરે લખેલી 'મોક્ષમાળા' મોટા મોટા પંડિતોના ગર્વને પણ ગાળી નાખે તેવા જ્ઞાનનો, નીતિનો, ન્યાયનો, સિદ્ધાંતનો, ભાષાસૌષ્ઠવનો, કવિત્વનો, વચનાતિશયનો, વિચારગાંભીર્યનો અને પૂર્વભવમાં તેમણે સાધેલી સાધનાનો સ્પષ્ટ પરિચય કરાવી દે છે. તેઓએ પોતે જ કરેલાં કેટલાંક વિધાનો આપણને પુનર્જન્મની સ્પષ્ટ પ્રતીતિ કરાવે છે.

(अ) આ કાળમાં પણ કોઈ કોઈ મહાત્માઓ ગતભવને જાણી શકે છે; તે જાણવું કલ્પિત નહીં પણ સત્ય હોય છે. ઉત્કૃષ્ટ સંવેગ, જ્ઞાનયોગ અને સત્સંગથી પણ એ જ્ઞાન પ્રાપ્ત થાય છે, એટલે શું કે ભૂતભવ પ્રત્યક્ષાનુભવરૂપ થાય છે. જ્યાં સુધી ભૂતભવ અનુભવગમ્ય ન થાય ત્યાં સુધી ભવિષ્યકાળનું ધર્મપ્રયત્ન શંકાસહ આત્મા કર્યા કરે છે; અને શંકાસહ પ્રયત્ન તે યોગ્ય સિદ્ધિ આપતું નથી. પુનર્જન્મ છે, આટલું પરોક્ષે-પ્રત્યક્ષે નિઃશંકત્વ જે પુરુષને પ્રાપ્ત થયુ નથી તે પુરુષને આત્મ-જ્ઞાન થયુ હોય એમ શાસ્ત્રશૈલી કહેતી નથી.

(ब) જેમ બાલ્યાવસ્થાને વિશે જે કાંઈ જોયુ હોય અથવા અનુભવ્યુ હોય તેનું સ્મરણ વૃદ્ધાવસ્થામાં કેટલાકને થાય અને કેટલાકને ન થાય, તેમ પૂર્વભવનું ભાન કેટલાકને રહે ને કેટલાકને ન રહે. ન રહેવાનું કારણ એ છે કે પૂર્વદેહ છોડતાં બાહ્ય પદાર્થોને વિશે જીવ વળગી રહી મરણ કરે છે અને નવો દેહ પામી તેમાં જ આસક્ત રહે છે; તેને પૂર્વ પર્યાયનું ભાન રહે નહીં. આથી ઊલટી રીતે પ્રવર્તનારને એટલે અવકાશ રાખ્યો હોય તેને પૂર્વનો ભવ અનુભવમાં આવે છે.

(क) પૂર્વે આરાધન કરેલાં એવાં નિવૃત્તિનાં ક્ષેત્રો વન, ઉપવન, જોગ, સમાધિ અને સત્સંગાદિ જ્ઞાની પુરુષને પ્રવૃત્તિમાં બેઠાં વારંવાર સાંભરી આવે છે. તથાપિ ઉદયપ્રાપ્ત પ્રારબ્ધને જ્ઞાની અનુસરે છે. સત્સંગની રુચિ રહે છે. તેનો લક્ષ રહે છે, પણ તે વખત અત્ર વખત નિયમિત નથી.... સત્સંગનું અત્યંત માહાત્મ્ય પૂર્વભવે વેદન કર્યું છે તે ફરી ફરી સ્મૃતિરૂપ થાય છે અને નિરંતર અભંગપણે તે ભાવના સ્ફુરિત રહ્યા કરે છે.

(ड) નાનપણે કોઈ ગામ. વસ્તુ આદિ જોયાં હોય અને મોટપણે કોઈ પ્રસંગે તે ગામાદિનું આત્મામાં સ્મરણ થાય છે તે વખતે. તે ગામાદિનું આત્મામાં જે પ્રકારે ભાન થાય છે તે પ્રકારે જાતિસ્મરણ-જ્ઞાનવાનને પૂર્વભવનું ભાન થાય છે.



# માધ્યસ્થ ભાવના

**ભૂમિકા :**

ધર્મભાવનાથી વિમુખ. ક્રૂર. વ્યસનલંપટ, દુર્જન કે બીજા વિપરીત ભાવવાળા મનુષ્યોનો સંસર્ગ થતાં. અથવા તેઓ વડે અવરોધ ઉત્પન્ન થવા છતાં પણ તેઓ પ્રત્યે અંતરમાં મલિન ભાવ ન લાવવો અને આત્મકલ્યાણમા લાગ્યા રહેવું તે માધ્યસ્થ ભાવના છે.

**માધ્યસ્થ ભાવનાની સાધનામાં વિઘ્નો :**

વર્તમાનકાળમાં વિજ્ઞાનક્ષેત્રે ઘણો વિકાસ થયો હોવાથી ભૌતિક સુખસગવડનાં સાધનો પુષ્કળ પ્રમાણમાં વધી ગયાં છે. દુનિયાના એક ખૂણેથી બીજે ખૂણે ચોવીસ કલાકમાં પહોંચી શકાય છે, અને પાશ્ચાત્ય દેશોનો ભારત સાથેનો સંબંધ અવરજવરરૂપે અને સંસ્કૃતિ-સભ્યતાની આપ-લે રૂપે ઘણો વધી ગયો છે. ભૌતિક સંસ્કૃતિ-પ્રધાન તે દેશોના રીતરિવાજ, માન્યતાઓ, રહેણીકરણી વગેરેના અંધ અનુકરણમાં મોટા ભાગે આપણા દેશના પ્રજાજનો અને નેતાઓ મગ્ન છે તેથી આધ્યાત્મિકતાને અથવા સાચી ધર્મ-ભાવનાને અંધશ્રદ્ધાના રૂપમાં અથવા તુચ્છ દૃષ્ટિથી જોવામાં આવે છે. આના પરિણામે આધ્યાત્મિક પુરુષો અને સંતજનો પ્રત્યે ભારતની વર્તમાન પેઢીની એક પ્રકારે ઉપેક્ષા છે. આવા મનુષ્યો જોકે આ જગતમા હંમેશાં હોય છે પરંતુ આ કાળે આવા મનુષ્યોની સંખ્યા ઘણી જ વધી ગઈ છે. ખેદની વાત તો એ છે કે જેઓ ભણેલાગણેલા છે, જેઓ સમાજમાં અને રાજ્યવહીવટમાં ઉચ્ચ હોદ્દાઓ ઉપર છે તેઓમાં આસ્તિકતાની ઘણી ન્યૂનતા જોવામાં આવે છે. જોકે આવા મનુષ્યોમાં બુદ્ધિબળ સારું હોય છે પરંતુ તેના ઉપયોગની દિશા અવળી હોવાથી

આત્મકલ્યાણમાં તે બુદ્ધિનો સદુપયોગ થઈ શકતો નથી, એટલું જ નહીં પરંતુ પોતાને બુદ્ધિજીવી માનનારા આ લોકો તર્કને બદલે અતિતર્કનો આશ્રય લેવાથી કુતર્કના ખાડામાં પડી આજીવન સાંસારિક કાર્યોમાં ફસાઈ રહી કાંઈ પણ દિવ્યજીવન જીવવાનો પુરુષાર્થ ચૂકી જાય છે અને આ લોક-પરલોકમાં સાચા આનંદની પ્રાપ્તિથી વંચિત રહી જાય છે. આવા મનુષ્યો દ્વારા સંતજનો-ની થતી ઉપેક્ષા કોઈક વાર અણગમાનું રૂપ પણ ધારણ કરે છે અને તેથી સતજનો પ્રત્યે તુચ્છપણાનો, અપમાનનો, તિરસ્કારનો કે વિરોધનો પણ સૂર જાગે છે. આવા સમયે સમભાવ રાખવો, વિરોધીઓ પ્રત્યે પણ કોમળ ભાવ રાખવો, તેમનું બૂરું ન ઇચ્છવું પણ રૂડું જ ઈચ્છવું અને આત્મસાધનાના માર્ગમાં ટકી રહેવું તે માધ્યસ્થ ભાવનાનું સ્વરૂપ છે.

### મતમતાંતરોમાં મધ્યસ્થતા :

વર્તમાન કાળમાં વિવિધ ધર્માવલંબી મનુષ્યો જોવામાં આવે છે. વળી કહેવાતા એક ધર્મમાં પણ અનેક મતભેદ અને પેટાભેદ દેખવામાં આવે છે. હવે સાચો ધર્મ તો આત્મશુદ્ધિની સાધના છે, તો આપણે મુમુક્ષુઓએ તો તે જ આત્માના શુદ્ધીકરણના પ્રયોગરૂપ ધર્મને આદરવાનો છે. આમ કરતી વખતે બીજાઓનાં અભિપ્રાય, માન્યતા, રીતરિવાજ કે સાધનાપદ્ધતિ આપણાથી જુદાં હોય તોપણ તેમની સાથે વ્યર્થ વાદવિવાદ કે ઝઘડામાં પડ્યા વિના શાંત ચિત્તથી જેમ વીતરાગભાવની વૃદ્ધિ થાય અને તે સાધવાનાં ઉત્તમ બાહ્યાંતર સાધનોનું યથાપદવી અવલંબન લેવાય તે પ્રકાર ભજવાનો છે, પણ 'હું એક જ પૂર્ણ જ્ઞાની કે પૂર્ણ સત્યવાદી છું', તમે બધા અજ્ઞાની-મિથ્યાદૃષ્ટિ છો' એવો કટુભાવ અંતરમાં લાવવાનો નથી. વિશાળ દૃષ્ટિ વડે જેમ સમ્યગ્યોગની આરાધના-માં આપણે લાગી જઈએ અને આપણી ઉદાર દૃષ્ટિમાં જીવ-માત્ર સમાઈ શકે એવો ઉત્તમ જીવનવ્યવહાર આદરીએ એ જ

આપણી સાચી માધ્યસ્થ ભાવનાનું જીવતું-જાગતું પ્રતીક છે અને તેવી ઉદારવૃત્તિની સિદ્ધિમાં જ આપણી કસોટી છે.

## માધ્યસ્થ ભાવનાનાં જીવંત દૃષ્ટાંતો

[૧]

કચ્છના પ્રસિદ્ધ સંત શ્રી વિજયકનકસૂરિ મહારાજનો અમદાવાદમાં ચાતુર્માસ હતો. તેઓશ્રીનો મુકામ શાહીબાગમાં જમનાભાઈ ભગુભાઈના બંગલામાં હતો. કોઈ બીજા ગચ્છના સાધુ તેમને વંદન કરવા આવ્યા હતા. વાતચીત દરમ્યાન તે સાધુએ મહારાજશ્રીને કોઈની નિંદાની વાત કરી. આ સાંભળી મહારાજશ્રી તો મૌન રહ્યા. આથી આગંતુક સાધુ ક્રોધે ભરાયા અને મહારાજશ્રીનો ખૂબ જ અવિનય કર્યો. સભામાં બેઠેલા સૌ શ્રોતાજનો સાધુને ઠપકો આપવા તૈયાર થયા પણ મહારાજશ્રીએ તેમને રોકયા અને કહ્યું: "એમ તો દુનિયામાં બન્યા જ કરે." મહારાજશ્રીનું આવું ઉદાર અને વાત્સલ્યપૂર્ણ વર્તન જોઈ પેલા સાધુ તો સ્તબ્ધ જ થઈ ગયા. પોતાના ઉદ્ધત વ્યવહારનો પસ્તાવો થવાથી સાધુએ તો તુરત ક્ષમાયાચના કરી મહારાજશ્રી પાસે પ્રાયશ્ચિત્ત માગ્યુ.

મહારાજશ્રીએ સૌમ્યભાવથી કહ્યું: "તમો નિશ્ચિંત રહો, થવાનું હતું તે થઈ ગયુ. મારા મનમાં તો ક્રોધ છે જ નહિ, પરંતુ ભવિષ્યમાં વધારે આત્મજાગૃતિ રાખજો જેથી અન્ય કોઈ પ્રત્યે નિંદા કે ક્રોધભાવ ન થાય."

વિપરીત માર્ગમાં વર્તનાર પ્રત્યે પણ કેવો સમભાવ !

[૨]

વિશ્વકવિ રવીન્દ્રનાથ ટાગોરના પિતાનું નામ દેવેન્દ્રનાથ હતું. તેઓએ જે ઉત્તમ પદ્ધતિથી પોતાનું મહાન વ્યક્તિત્વ વિકસાવ્યું

હતું તેને અનુલક્ષીને બંગાળના મોટા પુરુષોએ તેમને 'મહર્ષિ' દેવેન્દ્રનાથ ઠાકુરનું મહિમાયુક્ત બિરુદ અર્પણ કર્યું હતું.

એક દિવસ બ્રહ્મોસમાજના પ્રસિદ્ધ ઉપદેશક પ્રતાપચન્દ્ર મજમુદાર પોતાના સાથીઓ સાથે તેમને ઘેર ગયા. મહર્ષિના ટેબલ ઉપર અનેક ધર્મોનાં પુસ્તકો જોઈ તેઓ નવાઈ પામ્યા. ત્યારે તેઓએ મહર્ષિને પૂછ્યું, "આ પુસ્તકો તમારા ટેબલ ઉપર ક્યાંથી આવ્યાં?" મહર્ષિએ પોતાની સૂચક શૈલીમાં કહ્યું, "હું જ્યારે નીચેના પ્રદેશમાં ચાલતો હતો ત્યારે મને ટેકરીઓ અને સપાટ જમીનનો ભેદ સાલતો, પણ હવે ઊંચી સ્થિતિએથી જોઉં છું તો તેવા ભેદ ગૌણ થઈ જાય છે."

આ વાત સત્ય છે કે વિવેકી પુરુષો તો આત્મશુદ્ધિને વધારનારી સાધનાનો જ લક્ષ રાખી આગળ વધે છે. મતમતાંતર અને વાદવિવાદને છોડી એક સામ્યભાવની પ્રાપ્તિના ઉદ્દેશથી મધ્યસ્થતાનો વિકાસ કરે છે અને અન્યના વિચારો પ્રત્યે પણ ઉદારતા દાખવે છે. તેમને કોઈ પણ ધર્મ પ્રત્યે તિરસ્કારની લાગણી ઉદ્ભવતી નથી.

[૩]

ચાલુ સદીની શરૂઆતમાં હુગલી જિલ્લાના ડેપ્યુટી કલેક્ટર શ્રીયુત્ મહમદ નબી સાહેબ હતા. તેઓને એક ફકીરનો સમાગમ થયેલો. તે ફકીર કાંઈ વાહન વાપરતા નહીં અને પદયાત્રાથી જ તેમણે અરબસ્તાન, મિસર, ઈરાન તથા ભારતમાં પરિભ્રમણ કર્યું હતું. ડેપ્યુટી કલેક્ટર સાહેબે તેમને પૂછ્યું: "ક્યા તીર્થમાં તમે સૌથી મોટી સંખ્યામાં સાચા સાધુઓ જોયા?" ફકીર કહે: "હરદ્વારના કુંભમેળામાં." ડેપ્યુટી કલેક્ટર આશ્ચર્ય પામી બોલ્યા: "તમે મુસલમાન છો છતાં કુંભના મેળામાં કેવી રીતે ગયા?" ફકીરે પોતાનું અંતઃકરણ ખોલ્યું: "ભાઈ, ઊંચે પર્વત ઉપર ચડ્યા પછી તળેટીનું બધું સપાટ જેવું જ લાગે છે. જેઓ

અધ્યાત્મસાધનાની ઊંચી ભૂમિકાએ પહોંચે છે તેમને તો ગુણ-ગ્રાહક દૃષ્ટિ જ હોય છે, પછી તે ગુણો ગમે તે સંપ્રદાયના અનુયાયીમાં હોય. આવી દૃષ્ટિને જ જીવનમાં મેં સેવી હોવાથી હું તો સત્સમાગમ માટે કોઈ પણ રૂડા સ્થાનમાં જતાં સંકોચ અનુભવતો નથી."

'જાતિ–પાંતિ ના પૂછે કોય, હરિકો ભજે સો હરિકા હોય.'






# શ્રદ્ધા

ભૂમિકા :

શ્રદ્ધા એટલે માન્યતા એમ સામાન્ય અર્થ છે. કોઈ પણ વસ્તુ, વ્યક્તિ, ક્ષેત્ર, સમય કે ભાવને વિશે આપણા ચિત્તની અંદર રહેલી 'આ આમ છે' એવી જે દૃષ્ટિ તેને શ્રદ્ધા કહીએ. રુચિ, અંતરંગ અભિપ્રાય, માન્યતા, દર્શન, પ્રતીતિ વગેરે શબ્દો પણ શ્રદ્ધા માટે એકાર્થ વાચક તરીકે પ્રચલિત છે. અહીં 'શ્રદ્ધા' શબ્દ અધ્યાત્મસાધનાના સંદર્ભમાં મુખ્યપણે પ્રયુક્ત કર્યો હોવા છતાં તેનો અર્થ પૂર્વાપર સંબંધ પ્રમાણે વિશાળ દૃષ્ટિથી અવધારવો.

શ્રદ્ધાનું વિશેષ સ્વરૂપ :

જોકે અધ્યાત્મસાધનામાં શ્રદ્ધા એ પ્રથમ પગથિયું છે, પરંતુ આ શ્રદ્ધા માત્ર અંધશ્રદ્ધારૂપ નથી, — 'બાબા વચન પ્રમાણ' એ શ્રદ્ધા નથી. આવી શ્રદ્ધા તો એક રૂઢિગત, પરંપરાગત સાંપ્રદાયિક આગ્રહ છે. ઉપલક દૃષ્ટિએ જોતાં શ્રદ્ધા અને યુક્તિ જોકે એકબીજાના વિરોધી લાગે છે પણ તાત્ત્વિક શ્રદ્ધાની ઉત્પત્તિનાં મૂળમાં રહેલાં તત્ત્વોમાં મુખ્ય તો સુયુક્તિ અને સ્વાનુભવ જ છે; માટે એમ જાણીએ છીએ કે મહત્પુણ્યના ઉદયવાળા કોઈ મહાન પરાક્રમી પુરુષને જ વસ્તુસ્વરૂપની સાચી શ્રદ્ધા થાય છે. આનું કારણ એ છે કે સુયુક્તિને અનુસરવામાં વિશાળબુદ્ધિ, પ્રામાણિકતા અને અનાગ્રહદૃષ્ટિની જરૂર છે, તથા સ્વાનુભવ માટે અભ્યાસરૂપ સતત પરિશ્રમ, ધીરજ, સદ્બોધ અને સદ્ગુણસંપન્નતાની જરૂર છે. આમ 'શ્રદ્ધા પરમ દુલ્લહા' એવું શાસ્ત્રનું વચન ખરેખર ચરિતાર્થ થાય છે, કારણ કે તથારૂપ યોગ્યતાવાળા વિરલ મહાપુરુષો જ તેવી શ્રદ્ધાને તત્ત્વતઃ સિદ્ધ કરવાનો પુરુષાર્થ, સફળ થવા સુધી જારી રાખે છે.

## શ્રદ્ધેયનું પરિજ્ઞાન :

અધ્યાત્મ-સાધનાનું પ્રયોજન આત્મશુદ્ધિ દ્વારા આત્મસિદ્ધિ કરવી તે છે. આત્મસિદ્ધિ હાંસલ કરવા માટે રાગ, દ્વેષ અને અજ્ઞાનથી રહિત એવા નિર્દોષ પુરુષનો ઉપદેશ ગ્રહણ કરવો યોગ્ય છે; કારણ કે તેવા પુરુષનાં જ જ્ઞાન, આનંદ અને પવિત્રતા પરિપૂર્ણ હોય છે. માટે સર્વ મત-પંથ-સંપ્રદાયની બુદ્ધિથી રહિત થઈ તેવા ઉત્તમ સ્વાનુભવી પુરુષનાં વચનોની શ્રદ્ધા કરવી આપણા સૌ માટે શ્રેયસ્કર છે.

## પ્રયોજનભૂત તત્ત્વોની યથાર્થ શ્રદ્ધા :

આ જગતમાં અનેક પદાર્થો છે પણ તે સર્વ પદાર્થોમાં સાધકને જેનાથી સત્ય તત્ત્વની પ્રાપ્તિ થાય તેવા તો બે જ મુખ્ય છે: આત્મા અને અનાત્મા. 'આ આત્મભાવ ઉપકારી છે અને આ અનાત્મભાવ સાધનામાં બાધક છે' એવી અંતરંગ શ્રદ્ધા પ્રગટે ત્યારે આત્મશુદ્ધિના સાધક ભાવો અંગીકાર કરવાથી અને બાધકભાવોનો પરિહાર (ત્યાગ) કરવાથી આત્મશુદ્ધિના ક્રમની યથાર્થ સાધના ચાલુ થાય છે અને અશુદ્ધિના અંશોનો સર્વથા નાશ થતાં, સાધક ક્રમે કરીને, સિદ્ધદશાને પ્રાપ્ત કરે છે. કળિ-કાળમા આપણે સૌ અલ્પબુદ્ધિ, અલ્પબળ અને અલ્પ આયુષ્ય-વાળા છીએ તેથી સત્સમાગમનો આશ્રય કરી પ્રયોજનભૂત વસ્તુનુ યથાર્થ શ્રદ્ધાન કરવા આપણે સૌ સાધકોએ શીઘ્રતાથી પરમ પુરુષાર્થ કરવો યોગ્ય છે.

## શ્રદ્ધાની અગત્ય :

મોક્ષમાર્ગમાં જેનું અદ્વિતીય મહત્ત્વ છે અને જેને મોક્ષ-માર્ગની પ્રથમ સીડી કહી છે તે આ સમ્યક્ શ્રદ્ધા જ છે. સાચી

શ્રદ્ધા વિના પ્રાપ્ત કરવામાં આવેલું વિપુલ જ્ઞાન પણ મિથ્યા, અને કઠિન ચારિત્ર પણ કુચારિત્ર કહ્યું છે તેથી ગમે તેવો મહાન પ્રયત્ન કરીને પણ સાચી શ્રદ્ધા પ્રાપ્ત કરવી જોઈએ. અનંતાનુબંધી (જે ભાવ કરવાથી એવું તીવ્ર કર્મબંધન થાય કે જેથી અતિ અતિ દીર્ઘકાળ (અનંતકાળ) ભ્રમણ કરવું પડે તે) સંસારનો ભાવ જેનાથી તૂટી જાય છે, તત્કાળ જ અંતરમાં શાંતિ, પ્રસન્નતા અને અતીન્દ્રિય આનંદરસનો આસ્વાદ જેનાથી અંશે અનુભવાય છે, જે પ્રગટવાથી વિવેક(ભેદજ્ઞાન)ની પ્રક્રિયા જીવનમાં ખરેખર ચાલુ થઈ જાય છે, જે પ્રાપ્ત થવાથી વસ્તુ-સ્વરૂપનો નિઃશંકપણે નિર્ણય થતાં સ્વ સ્વ-રૂપે અને પર પર-રૂપે ભાસવા લાગે છે, જેની ઉપલબ્ધિ થવાથી સંસારની વાતોમાં રસ રહેતો નથી, અને ઉત્કૃષ્ટ એવી દુન્યવી સંપત્તિ પ્રાપ્ત થાય તોપણ તે વિશે ઉપાદેય બુદ્ધિ ઊપજતી નથી તે જ આ સાચી શ્રદ્ધા છે. આવી શ્રદ્ધાના ઉદયથી એક શુદ્ધ આત્મા પ્રત્યે અપૂર્વ રુચિ ઊપજે છે, દ્વન્દ્વોમાં રોકાણ થતું નથી, ત્રિવિધ તાપોથી ઉપશમ થવાય છે, ચતુર્વિધ ગતિઓના ત્રાસથી છૂટીને પરમ પંચમગતિ પ્રત્યે પ્રેમપૂર્વક આરાધના બને છે, છ પ્રકારના *અનાયતનોમાં પ્રીતિ ઊપજતી નથી તથા સપ્ત ભય અને આઠ મદથી રહિતપણું થઈ નવનિધિ પ્રત્યેથી પણ વૃત્તિ હઠી જાય છે. આમ, આ સમ્યક્શ્રદ્ધા અતિ અપૂર્વ અને કલ્યાણપરંપરાની જનની છે; તેથી તેની ઉપાસના સાધકે અગ્રિમતાના ધોરણે કરવી રહી એવો આત્માનુભવી શ્રીગુરુઓનો ભવ્ય જીવોને ઉપદેશ છે.

## સત્યાર્થ શ્રદ્ધાની આરાધના :

સત્યતત્ત્વના બોધનો વારંવાર પરિચય કરવાથી અને અપૂર્વભાવ સહિત સત્પુરુષના બોધને ધારણ કરવાથી અનાદિ-

---

* [અન્ + આયતન (ઘર) ]
- જેમાંથી ધર્મની પ્રાપ્તિ ન થઈ શકે તે.

ના દેહાત્મબુદ્ધિના સંસ્કાર ધીમે ધીમે ઘસાઈ જાય ત્યારે આત્મામાં જ આત્મબુદ્ધિ ઊપજે છે અને જગતના પદાર્થોમાં જે મહત્તા માની હતી તે ક્રમે કરીને ઘટે છે, જેના ફળસ્વરૂપે જ્ઞાન-વૈરાગ્યરૂપી શીતળતા તેની જીવનસરિતામાં સહજરૂપે પ્રગટ થાય છે. આવા અભ્યાસથી સત્સંગ–સત્શાસ્ત્ર-સત્તત્ત્વમાં રુચિ વધી જતાં ક્રમે કરીને જેની ચિત્તવૃત્તિ સ્વતત્ત્વ પ્રત્યે રહેવા લાગે છે તેવા શિષ્યને કોઈક દિવસે સ્વ-સ્વરૂપમાં વૃત્તિ સ્થિર થઈ જતાં સ્વાનુભવ-દશા પ્રગટે છે કે જેને પરમાર્થ-શ્રદ્ધા કહેવામાં આવે છે. આત્માનુભૂતિની પ્રાપ્તિનો આ ક્રમ છે; માટે કોટિ ઉપાયે પણ 'સત્' જેમાં મૂર્તિમંત છે તેવા સદ્ગુરુ-સત્પુરુષ પ્રત્યે રુચિ આણવી, તો તેથી 'સત્' એવા સ્વ પ્રત્યે રુચિ ઊપજતાં કાર્યની સિદ્ધિ અવશ્ય થાય છે.

**શ્રદ્ધાનો મહિમા :**

(૧) दंसणमूलो धम्मो : (સાચી) શ્રદ્ધા તે ધર્મનું મૂળ છે.

(૨) સર્વગુણાંશ તે સમ્યક્ત્વ. (સાચી શ્રદ્ધા)

(૩) જ્ઞાની પુરુષનાં વાક્યના શ્રવણથી ઉલ્લસિત થતો એવો જીવ ચેતન-જડને ભિન્નસ્વરૂપ યથાર્થપણે પ્રતીત કરે છે, અનુભવે છે, અનુક્રમે સ્વરૂપસ્થ થાય છે.

(૪) શ્રદ્ધા મનુષ્યની તે શક્તિઓમાંની એક છે જે મનુષ્યને જીવંત રાખે છે; શ્રદ્ધાના પૂર્ણ અભાવનું નામ જ જીવનનું અવસાન છે.

(૫) વિશ્વાસ, વિશ્વાસ, પોતાના આત્મામાં વિશ્વાસ, ઈશ્વરમાં વિશ્વાસ. આ જ જીવનસફળતાનું રહસ્ય છે.

(૬) મોકૂં કહાં તૂ ઢૂંઢે બંદે
મૈં તો તેરે પાસમેં,
કહત કબીરા સુન ભાઈ સાધો
મૈં તો હૂં વિશ્વાસમેં.

(૭) શ્રદ્ધાનું મૂળ તત્ત્વ છે બીજાની સાચી મહત્તાનો સ્વીકાર.

(૮) ખરેખર તો નિરાશ થઈ ગયેલા હૃદયને સાંત્વના, અવલંબન અને નવજીવન અર્પણ કરવાવાળી આ શ્રદ્ધા જ છે, શ્રદ્ધામાં આત્મ-સમર્પણ રહ્યું છે.

(૯) જ્યાં સુધી દેહાત્મબુદ્ધિ ટળે નહીં ત્યાં સુધી સમ્યકત્વ (સાચી શ્રદ્ધા) થાય નહીં. સમકિત થયુ હોય તો દેહાત્મબુદ્ધિ મટે; જોકે અલ્પબોધ, મધ્યમ બોધ, વિશેષ બોધ જેવો હોય તે પ્રમાણે પછી દેહાત્મબુદ્ધિ મટે.

(अ) અવિનય, (ब) અહંકાર, (क) અર્ધદગ્ધપણું, પોતાને જ્ઞાન નહીં છતાં પોતાને જ્ઞાની માની બેસવાપણું, અને (ड) રસલુબ્ધપણું — એ ચારમાંથી એક પણ દોષ હોય તો જીવને સમકિત ન થાય.

(૧૦) શ્રદ્ધાથી ભ્રષ્ટ છે તે જીવો ભ્રષ્ટ છે. તેમનો મોક્ષ થતો નથી. ચારિત્રભ્રષ્ટ (સુધરે તો) મોક્ષે જાય છે, શ્રદ્ધાભ્રષ્ટ મુક્તિને પામતા નથી.

(૧૧) જ્યાં તર્ક અસ્ત પામે છે ત્યાં શ્રદ્ધાનો ઉદય થાય છે.

(૧૨) આત્મવિશ્વાસ તે આત્મવિજયની પહેલી શરત છે.

(૧૩) શ્રદ્ધાવાનને જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. જે સંશય કર્યા કરે છે તેને આ લોક કે પરલોકમાં સુખની પ્રાપ્તિ થતી નથી, તે નષ્ટ થઈ જાય છે.

(૧૪) જે પરમાત્માના ચરણકમળ વિશે ભ્રમર સમાન ઉત્સુક હોય, ગુણગ્રહણ કરવામાં અનુરક્ત હોય. ઉત્તમ સાધુઓ પ્રત્યે પરમ વિનયવાન હોય, પોતાના દોષોને નિંદનારો હોય અને આત્માર્થી — મુમુક્ષુઓને

જોઈ હર્ષોલ્લાસ સહિત સાચી પ્રીતિ કરનારો હોય તે સાધકસમ્યક્ દૃષ્ટિવાળો–સાચી શ્રદ્ધાવાળો હોય છે.

## શ્રદ્ધાનાં જીવંત દૃષ્ટાંતો

### [૧]

ઈ. સ. ૧૯૩૪ની સાલ.

મહારાષ્ટ્રના સોલાપુર જિલ્લામાં બાળબ્રહ્મચારી શ્રી દેવચન્દ્રજી રહે. નાનપણથી જ અધ્યયન અને અધ્યાપનમાં રસ હોવાથી કારંજા નામના ગામમાં તેમણે ઈ. સ. ૧૯૧૮ની સાલમાં એક બ્રહ્મચર્યાશ્રમ ચાલુ કર્યો હતો. ભ્રમણ કરતાં કરતાં કોલ્હાપુર જિલ્લામાં લોકોને સામાન્ય શિક્ષણ અને ધાર્મિક સંસ્કારોથી વિહીન જોઈ તેમણે ત્યાં સ્થિર થવાનો સંકલ્પ કર્યો અને કોલ્હાપુરથી અઢાર માઇલ દૂર કુંભોજ–બાહુબલી નામના પ્રાચીન તીર્થની તળેટીમાં એકાદ ઓરડી બંધાવીને રહેવાનું શરૂ કર્યું.

પ્રારંભમાં આવતા-જતા યાત્રીઓ મહારાજશ્રીની મુલાકાતે આવતા. તેઓએ આજુબાજુનાં ગામડાંના પાંચ-સાત વિદ્યાર્થીઓને ધાર્મિક શિક્ષણ આપવાનુ ચાલુ કર્યું. અખૂટ શ્રદ્ધા. અપૂર્વ ધીરજ. સતત ખંત, કર્તવ્યનિષ્ઠા, નિઃસ્પૃહતા અને વધતા ત્યાગ-વૈરાગ્યથી ધીમે ધીમે તેઓનું નિવાસસ્થાન બાહુબલી બ્રહ્મચર્યાશ્રમના નામથી ઓળખાવા લાગ્યુ. તેઓના પ્રતાપથી આજુબાજુનાં ગામના ભાવિક લોકોમાં ધર્મસંસ્કારની વૃદ્ધિ થઈ અને લગભગ ઈ. સ. ૧૯૫૨માં તેમણે પોતે નિર્ગ્રંથ મુનિદીક્ષા ધારણ કરી. ધીમે ધીમે તેમની કાર્યપદ્ધતિમાં લોકોને ખૂબ વિશ્વાસ બેઠો અને તાલુકા તેમ જ સમગ્ર જિલ્લાના બાળકો હવે ત્યાં શિક્ષણ લેવા આવવા લાગ્યા.

વર્તમાનમાં 'બાહુબલી વિદ્યાપીઠ' મહારાષ્ટ્રની એક વિશિષ્ટ શિક્ષણસંસ્થા અને જૈન તત્ત્વજ્ઞાનનું મહાન કેન્દ્ર છે. બારસો

વિદ્યાર્થીઓ ત્યાં સ્નાતક પદવી સુધીનું શિક્ષણ અને ઉચ્ચ આધ્યાત્મિક સંસ્કારો પ્રાપ્ત કરે છે. ત્યાં શિક્ષણ પામેલા અનેક ભાઈઓએ ત્યાં જ શિક્ષણ આપવાનું કાર્ય સ્વીકાર્યું છે. ત્યાંના પ્રાચાર્ય અને મુખ્ય શિક્ષકે આજીવન બ્રહ્મચર્ય સ્વીકારી આ શિક્ષણ અને સંસ્કારયજ્ઞમાં પોતાનું જીવન સમર્પિત કરી દીધું છે.

આ બધું થવા પાછળનું બળ કયું ?

એ છે એક વખતના બ્રહ્મચારી અને હાલ મુનિચર્યારત શ્રી સમંતભદ્ર મહારાજની અખૂટ-અતૂટ શ્રદ્ધા. તેમના પ્રતાપથી આજે સમસ્ત દક્ષિણ ભારત અને મધ્યપ્રદેશમાં અઢાર જેટલી સંસ્થાઓ ઉત્તમ શિક્ષણ અને આધ્યાત્મિક સંસ્કારોથી હજારો ભાવી નાગરિકોના જીવનઘડતરમાં કાર્યરત છે.

[૨]

બંગાળના એક મહાન નવલકથાકાર. એમનુ નામ બંકિમચંદ્ર. એમણે ભારતને રાષ્ટ્રગીત 'વંદે માતરમ્' આપ્યુ.

તેઓ મહાન સાહિત્યકાર હતા. તેમને પોતાના પ્રત્યેક કાર્યમાં—પછી તે નાનું હોય કે મોટું—અપૂર્વ શ્રદ્ધા હતી. તે ઘણી વાર પોતાના મિત્રોને જણાવતા કે મનુષ્યમાં જે દિવસે શ્રદ્ધાના તત્ત્વનુ વિલોપન થશે તે દિવસથી તે સાચા માણસ તરીકે મટી જશે.

તેમણે પોતાના એક નાટકમાં 'વંદે માતરમ્'નુ કાવ્ય લખ્યુ હતું. નાટકના વસ્તુને અમુક અંશે અનુલક્ષીને આ કાવ્ય લખાયુ હતું અને તેથી એમના કેટલાક મિત્રોને એ કાવ્ય ખાસ પ્રભાવિત કરી શક્યું નહોતું—એમની સાહિત્યપ્રેમી પુત્રીને પણ એ કાવ્ય પરત્વે વિશેષ શ્રદ્ધા હતી નહીં.

એક વાર તે બંકિમચંદ્ર પાસે બેઠી હતી. બંકિમચંદ્રની તબિયત સારી નહોતી. એમનું શરીર નંખાઈ ગયુ હતું. રોગનું

જોર વધ્યું હતું, અને એમ લાગતું હતું કે થોડા દિવસ હવે તે માંડ કાઢશે. આવી તબિયત રહેતી હોવા છતાં એમનો સાહિત્ય-શોખ જરાયે ઘટ્યો નહોતો.

પોતાની પાસે બેઠેલી પોતાની પુત્રી સાથે પણ અત્યારે બીજી વાતો છોડીને તેઓ સાહિત્યની વાતોએ વળગ્યા હતા.

એ વાતો દરમ્યાન પુત્રીએ પિતાને પૂછ્યું: 'પિતાજી, તમારું 'વંદે માતરમ્'વાળું ગીત ઘણા માણસોને ગમતું નથી.'

પિતાએ પુત્રીની સામે દૃષ્ટિ કરી.

તેમણે જરા ઉધરસ ખાઈ પુત્રીને પૂછ્યું: 'તને એ ગમે છે કે નહિ?'

પુત્રી બોલી: 'મને ગમે એથી શું?'

શ્રદ્ધાવાન પિતાએ કહ્યુ: 'બેટી, મને એ કાવ્ય પર એટલી બધી શ્રદ્ધા છે કે એક વેળા એ કાવ્ય સર્વ હિંદીઓની આંખો ખોલી નાખશે. એકેએક ઘેર એ કાવ્યનો ગુંજારવ થશે, મને આમાં લેશ પણ શંકા નથી. તું નિશ્ચિંત રહે.'

કેવી ગજબની આત્મશ્રદ્ધા!

આજે એમની એ શ્રદ્ધાનો સાક્ષાત્કાર આપણે જોઈ શકીએ છીએ.





# મહત્તા :

**ભૂમિકા :**

સામાન્ય રીતે લોકો મહત્તા તેને કહે છે જે વડે અન્ય મનુષ્યોને વિશે પોતાના મોટા હોવાપણાની માન્યતા હોય. અન્ય મનુષ્યો આપણને મોટા કહે અને તેવો વ્યવહાર આપણી સાથે કરે તો સારું એવી જગતના જીવોની મહેચ્છા હોય છે. અને તેથી તેવી લોકમાન્યતા ઉત્પન્ન કરવામાં અને ટકાવી રાખવામાં તેઓ રચ્યાપચ્યા રહે છે.

કોઈક લોકો ધનથી મહત્તા માને છે, કોઈક સત્તાથી, કોઈક કુટુંબ-પરિવારથી, કોઈક શારીરિક તંદુરસ્તી કે સૌન્દર્યથી, કોઈક લાંબા આયુષ્યથી. કોઈક ઊંચા કુળથી તો કોઈક બાહ્ય તપ કે શાસ્ત્રના જાણપણાથી પોતાની મહત્તા માને છે. આમ, જુદા જુદા મનુષ્યો જુદી જુદી રીતે મહત્તાની માન્યતા કરી તે મેળવવામાં પ્રયત્નશીલ છે.

**સાચી મહત્તા :**

જ્ઞાનીઓ કહે છે કે સાચી મહત્તા તેણે પ્રાપ્ત કરી છે જેણે સાચું સુખ પ્રાપ્ત કર્યું છે. સાચા અને સંપૂર્ણ સુખની પ્રાપ્તિ થઈ જવાથી અન્ય કોઈ પ્રકારની મહેચ્છા રહી જતી નથી અને કૃતકૃત્યતાનો અનુભવ થાય છે. આવી કૃતકૃત્યતા તો ત્યારે પ્રાપ્ત થાય જ્યારે આત્માનાં જ્ઞાન, આનંદ આદિ ગુણો પૂર્ણપણે પ્રગટે અને અજ્ઞાન. રાગ અને દ્વેષ સંપૂર્ણપણે નાશ પામે.

**લોકપ્રસિદ્ધ મહત્તા :**

જ્યાં જેટલું સત્યનું અનુસરણ હોય છે ત્યાં તેટલી પારમાર્થિક મહત્તા અવશ્યપણે પ્રગટ થાય છે. લોકમાં પણ સત્કાર્યો

એકનિષ્ઠાથી અને સ્વાર્થરહિતપણે કરે તેને સુયશની પ્રાપ્તિ થાય છે અને તે પુરુષ મહાન ગણાય છે. આવા લોકકલ્યાણનાં અનેક કાર્યો છે અને નિઃસ્વાર્થ સમાજસેવકો, સજ્જનો, માનવતાવાદીઓ અને પર-હિત-રત સંતો આવાં કાર્યો કરતા રહે છે. આવાં કાર્યોમાં સદાવ્રતો ખોલવાં. ધર્મશાળાઓ બંધાવવી, બાલમંદિરો, શાળાઓ, કૉલેજો, વિશ્વવિદ્યાલયોનું નિર્માણ કરવું, હૉસ્પિટલો. ઔષધશાળાઓ, અનાથાલયો, મહિલાવિકાસગૃહો વગેરે ખોલવાં, ખાદી ગ્રામોદ્યોગના વિકાસમાં ફાળો આપી ગ્રામ્યજનતાને ઉપકારક થવું વગેરેનો સમાવેશ થાય છે. આ કાર્યો કરવામાં ધન, સત્તા, ઓળખાણ, લોકસંપર્ક વગેરેની જરૂર પડે તે સહેજે સમજાય તેવું છે. આવા પ્રકારની નિઃસ્વાર્થ સેવા દ્વારા કાંઈક ચિત્તશુદ્ધિ અને સાત્ત્વિક ગુણોનો વિકાસ થઈ શકે છે અને આત્મામાં થોડીઘણી સાચી મહત્તા પ્રગટે છે એમ પણ કોઈ અપેક્ષાએ કહી શકાય.

## પારમાર્થિક મહત્તાની આરાધના :

અહીં તો તે કક્ષાથી આગળ જઈ તત્ત્વજ્ઞાનના યથાયોગ્ય પરિશીલન દ્વારા, નિવૃત્તિમય જીવનનો લક્ષ રાખી, સત્સંગ-સ્વાધ્યાયાદિ સત્સાધનોને અંગીકાર કરી, આત્મજ્ઞાન–આત્મસમાધિની જ પ્રાપ્તિ અર્થે સતત પુરુષાર્થયુક્ત થવારૂપ જે દિવ્યજીવન તેનો લક્ષ રાખવાનો છે. આમ કરવાથી સાચી સ્વાધીનતા, સાચી નિઃસ્પૃહતા અને સાચાં જ્ઞાન-વૈરાગ્ય-વ્રત-જપ-તપ આદિ પ્રગટે છે. ક્રમે કરીને મોહનો નાશ કરીને આ પુરુષ જે મહત્તા પામે છે તે અચિંત્ય માહાત્મ્યવાળી અને અતીન્દ્રિય છે અને તે વડે શાશ્વત એવા આત્માના પરમ આનંદની તેને પ્રાપ્તિ થાય છે.

આવું જીવન જેણે બનાવ્યુ છે તે પુરુષ સર્વોત્તમ મહત્તાનો ધરનાર છે એમ અમે શ્રદ્ધીએ છીએ. તેવા પુરુષનાં ચરણકમળનું યથાયોગ્ય અવલંબન અને તેના જીવનનુ અનુસરણ

તેવી મહત્તા પ્રગટ કરવાનું એક મુખ્ય કારણ હોવાથી અમે તેનુ વારંવાર ધ્યાન કરીએ છીએ.

## અધ્યાત્મવેત્તા પુરુષની મહત્તા :

(૧) તે વ્યક્તિ સર્વશ્રેષ્ઠ અને મહાન છે જે પોતાની પ્રતિજ્ઞાઓનુ અટલપણે પાલન કરીને સત્યમાર્ગનુ અનુસરણ કરે છે. તે આંતરિક અને બાહ્ય બન્ને પ્રકારનાં પ્રલોભનોનો બેધડક સામનો કરે છે અને મોટામાં મોટું કષ્ટ પણ ખુશીથી સહન કરે છે. અનેક પ્રકારનાં તોફાનો, લાલચો અને ધમકીઓ વચ્ચે પણ નીડરપણે વર્તે છે અને સચ્ચાઈ, નીતિ તથા પરમાત્મામાં અડગ શ્રદ્ધા રાખીને પોતાના માર્ગે આગેકૂચ ચાલુ જ રાખે છે.

(૨) જે વિશ્વનો ઉપકાર કરે છે, જે કલંકરહિત છે, જે વ્રતસહિત છે. જે વિનયવાન છે અને જે વિવેકી છે તે મહાપુરુષ કહેવાય છે.

(૩) વિદ્યા, શૂરવીરતા, ચતુરાઈ, બળ અને ધીરજ -- આ પાંચને જે મિત્ર બનાવે છે તે મહાપુરુષ બની જાય છે.

(૪) જેણે વિષયોની આશા છોડી દીધી છે, જે દુન્યવી આરંભ અને પરિગ્રહથી નિવર્ત્યો છે અને જે સાચાં જ્ઞાન-ધ્યાન અને તપમાં પ્રસન્નતાપૂર્વક પ્રવર્તે છે તે પુરુષ જગતવંદ્ય છે.

(૫) જે જગતના સર્વ જીવોનો સહજપણે મિત્ર છે, જે કોઈ પણ અન્ય જીવનુ બૂરું ઇચ્છતો નથી, બૂરું બોલતો નથી કે બૂરું કરતો નથી તે પ્રજ્ઞાવાન પરોપકારી મહાપુરુષના પાદારવિંદને પૃથ્વીના પુણ્યશાળી પુરુષો પણ પરમ પ્રેમથી ઉપાસે છે અને તે વડે પવિત્રતાને પામે છે.

(૬) સામાન્ય કક્ષાના મનુષ્યો સાથેના ઉત્તમ વ્યવહાર વડે મહાન પુરુષોની મહત્તા પ્રગટપણે દેખાઈ આવે છે.

(૭) અભિપ્રાયમાં ઉદારતાનો દૃષ્ટિકોણ, કાર્યસંપાદનમાં માનવતાનો દૃષ્ટિકોણ અને વિજયપ્રાપ્તિમાં સમતુલિત દૃષ્ટિકોણ— આ ત્રણ ચિહ્નોથી મહાન પુરુષની ઓળખાણ થઈ શકે છે.

(૮) આત્માની મહત્તા તો સત્યવચન, દયા, ક્ષમા, પરોપકાર અને સમતામા રહી છે. શુદ્ધ પંચમહાવ્રતધારી ભિક્ષુકે જે રિદ્ધિ અને મહત્તા મેળવી છે તે બ્રહ્મદત્ત જેવા ચક્રવર્તીએ લક્ષ્મી, કુટુંબ, પુત્ર કે અધિકારથી મેળવી નથી, એમ મારું માનવું છે.

## મહત્તાનાં જીવંત દૃષ્ટાંતો

[૧]

આ સદીના એક મહાપુરુષના જીવનની આ ઘટના છે. નાની ઉંમરથી જ જ્ઞાન-વૈરાગ્યની આરાધનામા લાગેલા હોવાથી અને આદર્શ સાધકનુ જીવન ગાળતા હોવાને લીધે તેમનું શિષ્યમંડળ પણ વિસ્તૃત હતું. એક વાર સૌ શિષ્યોને આ મહાપુરુષની જન્મ-જયંતી ઊજવવાનો ભાવ થયો, તેથી સૌએ તેમની પાસે જઈ વિનંતી કરી, 'ગુરુજી! અમારી એક પ્રાર્થના સ્વીકારશો?' ગુરુજીએ સંમતિ આપતાં તેઓએ કહ્યું, 'થોડા દિવસોમાં આપની જન્મજયંતી આવે છે તો તે ઊજવવાની સંમતિ માગવા અમે સૌ આવ્યા છીએ.'

કંઈક અણધારી ઘટના બની હોય તેમ તે મહાપુરુષ બોલ્યા, 'જુઓ ભાઈઓ! આપની પ્રાર્થનાનો હું નીચેનાં કારણોસર સ્વીકાર કરી શકતો નથી. પ્રથમ તો જન્મદિવસ તે આનંદનો વિષય નથી, કારણ કે આત્મશ્રેય પ્રાપ્ત કરવા મળેલા આ મનુષ્ય-અવતારમાંથી એક વર્ષ ઓછું થયુ, એવું તે દિવસે આપણને ભાન થવું જોઈએ. બીજું, જે મહાત્માએ અધ્યાત્મજીવનની ચરમસીમા પ્રાપ્ત કરી જીવન્મુક્ત દશા પ્રગટ કરી હોય કે જેથી ફરી જન્મમરણના ફેરામાં ન આવવું પડે તેવા લોકોત્તર મહા-

પુરુષની જન્મજયંતી ઊજવવી જ યોગ્ય છે. હું તેવી સ્થિતિને પ્રાપ્ત થયો નથી. વળી જડ, વિકારી અને વિનાશી એવા આ દેહની જન્મજયંતી શું ઊજવવી? જો તત્ત્વદૃષ્ટિએ વિચારીએ તો ચૈતન્યસ્વરૂપી, નિર્વિકારી અને અજર-અમર એવા આત્માની જન્મજયંતી કે મૃત્યુતિથિ બન્ને સમાન જ છે.'

આવા અર્થગંભીર ઉદ્બોધનથી શિષ્યમંડળી તો સ્તબ્ધ થઈ ગઈ. આ મહાપુરુષ તે તિરુવન્નમલૈના પ્રસિદ્ધ તપસ્વી શ્રી રમણ મહર્ષિ.

[૨]

સ્વામી દયાનંદ સરસ્વતી એક વાર ભરૂચ પધાર્યા હતા. તેમને સમાચાર મળ્યા કે તેમના એક શુભેચ્છક ભાઈ શ્રી કૃષ્ણરામ ઇચ્છારામને તાવ આવ્યો છે. તેઓ તો કૃષ્ણરામભાઈના ઘેર ગયા અને તેમને માથામાં પીડા થતી હતી તેથી માથું દબાવવા બેસી ગયા. બે હાથ જોડીને કૃષ્ણરામ કહે, 'સ્વામીજી! આપ મારી સેવા કરો તેવી મારી યોગ્યતા નથી. મને માફ કરો.' સ્વામીજી કહે, 'અરે ભાઈ! એમાં શું છે? કોઈ નાનુંમોટું નથી. સૌએ એકબીજાને સહાયતા કરવી તે તો માનવધર્મની સામાન્ય ફરજ છે.'

જુઓ, આ મહાત્માના ગુણો! સેવાભાવ, મૈત્રી, વિનય અને નિખાલસતા. કેવું મહાન જીવન!

[૩]

ચાર્લ્સ બીજો તે સમયે ઇંગ્લંડનો રાજા હતો. સામાન્ય જનતાના હક્કોનું રક્ષણ થાય તે હેતુથી, લોકશાહીની રૂએ, એક સન્નિષ્ઠ માણસ દર વખતે સંસદમાં ચૂંટાતો. કોઈ પણ નવું

બિલ સંસદમાં રજૂ કરવામાં આવે ત્યારે તે વડે લોકોનું કેટલું કલ્યાણ થઈ શકે છે તેની એવી તો સર્વાંગસુંદર શૈલીથી તે છણાવટ કરતો કે ઉમરાવો હંમેશાં તેની ઈર્ષ્યા કરતા.

એક વાર બધાએ મળીને આ ગરીબ સંસદસભ્યને સીધો કરવાનો નિર્ણય કર્યો. આ કાર્ય કરવાનું બીડું, તે સંસદસભ્યના નિશાળના મિત્ર ડેન્બિ નામના એક સભ્યે ઝડપી લીધું. બીજે દિવસે ડેન્બિ તે સંસદસભ્યને ઘેર ગયો. ઘણાં વર્ષો પછી બાળપણના સાથી ભેગા મળ્યા એટલે અલકમલકની ઘણી વાતો કરી અને ભોજન પણ સાથે જ લીધું. જતી વખતે ડેન્બિએ તે સંસદસભ્યના ખિસ્સામાં માતબર રકમનો એક ચેક સરકાવી દીધો. થોડી વારમાં જ ખિસ્સામાં હાથ જતાં તે ચેક જોઈને આખી વાતનું રહસ્ય તે સંસદસભ્યના ખ્યાલમાં આવી ગયું.

તુરત જ તે સ્ટેશન તરફ રવાના થયો અને ગાડી માટે રાહ જોઈને ઊભેલા ડેન્બિને ચેક પાછો આપતાં કહ્યું, 'ભાઈ! લોકોએ મારામાં વિશ્વાસ મૂકીને તેમનું કલ્યાણ થાય તેવાં કાર્યો કરવા મને ચૂંટીને મોકલ્યો છે, આમ પૈસા લેવાય નહીં. મારે ભલે ગમે તેવી અગવડ વેઠવી પડે, પણ હું મારા મતદારો સાથે વિશ્વાસઘાત કરી શકું નહીં. જો મારા વિચારોમાં કાંઈ ફેરફારો થાય અને મારે પક્ષ બદલવો હોય તો મોટી સભા ભરી મારા મતદારો સમક્ષ તે વિચારો રજૂ કરું. જો તેઓ સહમત થાય તો પક્ષ બદલી શકું, નહિતર મારે રાજીનામું આપવું જોઈએ. સંસદસભ્યો જનતાના પ્રતિનિધિઓ છે. તેઓ જ્યાં સુધી જનતાના કલ્યાણમા પ્રવૃત્ત રહે ત્યાં સુધી જ તેઓ જનતાના પ્રતિનિધિ ગણી શકાય.' સાદાઈ, સત્યનિષ્ઠા, પરોપકાર અને ફરજ પ્રત્યેની સતત જાગૃતિ રહે ત્યારે જ મહત્તા પ્રાપ્ત થાય.

આ મહાપુરુષનું નામ હતું એન્ડ્રુ માર્વેલ. આજે પણ મધ્ય ઇંગ્લંડના હલ (Hull) નામના ગામમાં તેનું સ્મારક શોભે છે.



# દેશકાળનો વિચાર

આપણે સૌ ઈ. સ. ૧૯૭૯ના વર્ષમાં ભારત દેશમાં રહીએ છીએ. સામાન્ય રીતે આ યુગને વીસમી સદી અથવા અણુયુગ અથવા વિજ્ઞાનયુગ કહે છે. જોકે લોકમાં એવી માન્યતા પ્રવર્તે છે કે આપણે આ જમાનામાં બહુ સુધર્યાં છીએ અથવા ઘણી પ્રગતિ કરી છે તો પણ આ વાત માત્ર બાહ્ય સગવડની વૃદ્ધિની દૃષ્ટિએ જ સત્યાર્થ માનીએ છીએ. ખાવા-પીવાની, બેસવા-ઊઠવાની, અવરજવરની કે તાર, ટેલિફોન, રેડિયો, ટેલિવિઝન વગેરેની સગવડ વધી છે એ વાત ખરી, પણ તેથી આપણે સુધર્યાં છીએ કે કેમ ? ખરેખર સુખી થયા છીએ કે કેમ ? એ આદિ વિચારણીય છે.

પહેલાંના જમાનામાં સાદાઈ હતી, સંતોષ હતો, મુખ્યપણે આપણો વસવાટ ગ્રામ્યવિસ્તારોમાં હતો. આપણી જરૂરિયાતો મર્યાદિત હતી અને તેથી આપણો ખર્ચ પણ મર્યાદિત હતો. ખર્ચ મર્યાદિત હોવાને લીધે ખૂબ આવક મેળવવા માટે મોટા મોટા આરંભો કરવા પડતા ન હતા કે દેશવિદેશની વિશેષ મુસાફરીની પણ જરૂર પડતી ન હતી. રાજ્યકર્તાઓ પણ પ્રજા ઉપર અસહ્ય કરબોજ નાખતા ન હતા કારણ કે રાજ્યની સામાન્ય આવકમાં રાજ્યખર્ચનો નિભાવ થઈ રહેતો હતો.

છેલ્લા એક-દોઢ સૈકામાં વિજ્ઞાને નોંધપાત્ર પ્રગતિ કરી. અહીં છેલ્લા સાત-આઠ દાયકાઓની દૃષ્ટિએ વિચાર કરીએ તો આ સમય દરમિયાન વિજ્ઞાનની વિવિધ શાખાઓ ફૂદકે અને ભૂસકે આગળ વધી. છેલ્લાં ત્રીસેક વર્ષથી આપણો દેશ સ્વતંત્ર થયો. જોકે હવે આપણા દેશમાં અનેક નવી નવી વસ્તુઓનું ઉત્પાદન થવા લાગ્યુ છે અને દેશે ઔદ્યોગિક

પ્રગતિ કરી છે તથા કૃષિક્ષેત્રે પણ અનાજનું ઉત્પાદન વધ્યું છે, પરંતુ આપણામાંના સામાન્ય માનવીની કપડાં-રોટી-મકાનની સમસ્યાનો ઉકેલ આવી ગયો છે તેમ કહી શકાતું નથી. હજુ પણ કરોડો ગરીબ લોકો આપણા દેશમાં તદ્દન ગરીબ અવસ્થામાં જ જીવી રહ્યા છે. જોકે આમાં નિરક્ષરતા, અંધવિશ્વાસ, જુનવાણી રિવાજો વગેરે અનેક કારણો છે તે હકીકત છે, છતાં પણ આપણે આપણા દેશબાંધવોને વ્યવહારજીવનની પ્રાથમિક જરૂરિયાતો પ્રાપ્ત થાય તેવી લોકવ્યવસ્થા ઊભી કરી શક્યા નથી એમ આપણે કબૂલ કરવું રહ્યું. આમ, સામાન્ય દેશકાળનો વિચાર થયો.

અધ્યાત્મવિકાસની દૃષ્ટિએ વિચારીએ તો વર્તમાનકાળમાં આપણે સામાન્ય રીતે પ્રગતિ કરી નથી એમ કહી શકાય; કારણ કે આપણું નીતિમત્તાનું ધોરણ નીચે જઈ રહ્યું છે. મધ્યમ કે ઉત્તમ કક્ષાના સત્પુરુષોની સંખ્યા આપણા સમાજમાં ખૂબ જ ઘટી ગઈ છે જેથી સાધનામાં માર્ગદર્શન મેળવવું હોય તેવા સાધકોને આજે સંતો શોધ કર્યે પણ મળવા દુર્લભ થઈ ગયા છે. મોટા શહેરોના ધમાલિયા અને વ્યસનદૂષિત વાતાવરણમાં માંડ બે-ત્રણ કલાક પણ ક્યાંય સાધનાને યોગ્ય શાંત વાતાવરણની પ્રાપ્તિ થવી કઠિન બની ગઈ છે. આ અને આવાં અનેક કારણોનો વિચાર કરીએ તો આપણે દિલગીરી સાથે કબૂલ કરવું જોઈએ કે વર્તમાન દેશકાળ સાધનામાર્ગે ચાલનાર માટે વિપરીત ગણી શકાય તેવો સ્પષ્ટપણે દેખાય છે.

અહીં શંકા થાય કે મંદિરો-મસ્જિદો અનેક વધ્યાં છે, ધાર્મિક પ્રવચનોની સંખ્યા વધી રહી છે, સંકીર્તન સત્સંગના કાર્યક્રમો યોજાય છે, ધર્મપરિષદો મળે છે, દીક્ષાના વરઘોડા અને તીર્થયાત્રાના સંઘો નીકળે છે, ધર્મશાળાઓ, આશ્રમો, ઉપાશ્રયો વગેરે વિસ્તરી રહ્યાં છે, ધ્યાન-શિબિરો અને યોગના તાલીમવર્ગો અનેક જગ્યાએ ખૂલી રહ્યા છે તો તમે કેવી રીતે

કહી શકો કે આ જમાનામાં અધ્યાત્મક્ષેત્રે આપણે રકાસ કર્યો છે ? શું આમ કહેવામાં કાંઈ અસાવધાની તો નથી થતી ને ?

ભાઈ ! આત્મવિકાસની કસોટી માત્ર બાહ્ય વર્તનથી નથી પરંતુ આપણા આચારવિચારની નિર્મળતા તથા વર્તમાનમાં આપણા જીવનમાં કેટલી આત્મશાંતિનો અનુભવ થઈ રહ્યો છે અને સદ્ગુણોનો વ્યવહાર આપણા રોજબરોજના જીવનમાં કેટલો પ્રતિબિંબિત થાય છે તેના પર છે.

આપણે સત્સંગ-પ્રવચનમાં કે પૂજા-પારાયણ.બંદગી-પ્રાર્થનામાં જોડાઈએ છીએ તો તેનું કાંઈક સારું ફળ આપણા જીવનમાં દેખાવું જોઈએ. જો અત્યારે વ્યસનો કે મોજશોખનાં સાધનો વધારનારી કલબો દિવસોદિવસ વધતી જતી હોય તો તે આપણા અધઃપતનને જ દર્શાવે છે. જો દાણચોરી, કાળાંબજાર, કરચોરી, ભેળસેળ, ભ્રષ્ટાચાર, ગરીબોનું શોષણ, આંતરિક કુસંપ, કુટુંબમાં કે સમાજમા વેરઝેર, પતિ-પત્નીના, પિતા-પુત્રના કે યુવાન-વડીલોના સંબંધોમાં અત્યંત ઘર્ષણ, અહંકાર, વિસંવાદ, તોછડાઈભર્યું વર્તન, વિનય અને પ્રેમનો અભાવ તથા મન મોટું રાખીને સહકાર આપવાની ભાવનાનો જો અભાવ દેખાય છે તો એમ માનવું રહ્યું કે આપણને અનેકવિધ ધર્મકાર્યો કરવા છતાં કાંઈ સાચો લાભ મળ્યો નથી.

આ પ્રમાણે માત્ર સામાન્ય જનસમાજમાં જ નહીં, પરંતુ આશ્રમોમાં તથા અન્ય ધાર્મિક સંસ્થાઓમાં રહેતા મુમુક્ષુઓ કે સાધકોમાં પણ અનેક પ્રકારના વૈમનસ્ય ઉપજાવનારા પ્રસંગો બને અને તે એટલી કક્ષાએ પહોંચે કે તેનો ઉકેલ લાવવા માટે કોર્ટનો આશ્રય લેવો પડે તે અધ્યાત્મસાધના કરનારાઓ માટે લજ્જાસ્પદ છે. હા. અમુક સિદ્ધાંતની બાબતમાં ભલે પોતપોતાના અભિપ્રાય સૌ માને પણ તે બીજા ઉપર ફરજિયાત લાદવાની વૃત્તિ કે જેથી મતભેદ વિસ્તાર પામીને મનભેદમાં પરિણમે અને

ઈર્ષાભાવ તથા કલહનું વાતાવરણ બન્યુ રહે તે ખૂબ જ હાનિકારક છે.

ધર્માચરણથી વર્તમાન જીવનમાં પણ શાંતિનો અનુભવ થવો જરૂરી છે. જોકે આગામી (ઉચ્ચ કક્ષાની) ધર્મસાધનામાં કાંઈક કઠિન સાધના વખતે ખેંચાઈને પણ પુરુષાર્થ કરવો પડે છે તોપણ સમગ્ર દૃષ્ટિએ વિચારતાં તો ધર્માચરણથી સુખ-શાંતિ વધવાં જોઈએ, કારણ કે સાચા ધર્મની આરાધના આપણને આપણા સ્વાભાવિક શાશ્વત-સહજ-આનંદમય સ્વરૂપ પ્રત્યે લઈ જાય છે.

જ્યાં ધર્મ છે ત્યાં સંપ અને શાંતિ છે, સાચા પ્રેમપૂર્વક એકબીજા સાથે અતિશય સજ્જનતાપૂર્વકનો વ્યવહાર પણ ત્યાં છે. ધર્મકરણીથી સૌમ્યભાવ, વિનય, વિવેક, ક્ષમા, સંતોષ, સહનશીલતા, સ્વાશ્રય, શીલ (ચારિત્ર) વગેરે સદ્ગુણોની વૃદ્ધિ એવી રીતે થવી જોઈએ કે નવા આગંતુકને પણ આપણા ઉત્તમ ગુણોની સુવાસ મળે અને તેનો આત્મા પણ શીતળીભૂત થઈ આપણને મળ્યાનો આનંદ માણી શકે.

આ કહ્યા તેવા સદ્ગુણો અને શાંતિ ત્યારે જ પ્રાપ્ત થાય કે જ્યારે આપણે આપણા જીવનમાં આપણી મૂળ આર્યસંસ્કૃતિના મૂલ્યોને મુખ્ય કરીએ. જો બાહ્ય દેખાવ, અકુદરતી શૃંગાર, ખોટા દંભની પ્રવૃત્તિ, પોતાની આપવડાઈનું જ પ્રદર્શન, અત્યંતપણે અને અન્યાયપૂર્વક ધનસંચય અને ખોટા મોજશોખનું આધીનપણું જ્યાં સુધી આપણા જીવનમાં આગળ પડતું રહેશે ત્યાં સુધી આપણે સાચા અર્થમાં સુખી થઈ શકીશું નહીં. માટે સમસ્ત સાંપ્રત સમાજે અને ખાસ કરીને યુવાન વર્ગે આપણી આર્યસંસ્કૃતિનાં સાચાં મૂલ્યોને ઓળખવાનો અને તેની પરીક્ષા કરીને તેમાં રહેલી ઉત્તમ વસ્તુઓને અંગીકાર કરવાનો સમય હવે પાકી ગયો છે.

આજનો યુવાન મોટા ભાગે જીવન-આદર્શથી વિમુખ છે. ઉત્તમ કાર્ય કરવું, જીવનને ઉન્નત બનાવવું, કુટુંબ-સમાજ-દેશને ઉપયોગી થઈ પોતે પણ કાંઈક વિશિષ્ટ જીવનલબ્ધિ પ્રાપ્ત કરવી તેવો કોઈ પણ દૃઢ નિશ્ચય ઘણું કરીને તેનામાં દેખાતો નથી. સ્વતંત્રતાની પ્રાપ્તિ પહેલાં ગાંધી-નેહરુ-નેતાજીના આદર્શો સામાન્ય યુવકની સમક્ષ રહેતા, પણ હવે સ્વાતંત્ર્યપ્રાપ્તિ બાદ તેવું કાંઈ દેખાતું નથી. જો કે, આજે સામાજિક-રાજકીય ક્ષેત્રે પણ વિશિષ્ટ મહાપુરુષોની લગભગ ગેરહાજરી સાલે છે અને આધ્યાત્મિક ક્ષેત્રે તો અત્યંતપણે સાલે છે; અને એ દૃષ્ટિએ યુવાવર્ગ પાસે કોઈ પ્રત્યક્ષ આદર્શ નથી તેની કબૂલાત આપણે કરવી રહી. આમ છતાં જો આપણે સૌ સાથે જાગી જઈએ અને જાગેલા હોઈએ તો વધારે સાવધાન થઈએ તો તે વિશેષ આવકારદાયક છે. જો આ પ્રમાણે વર્તવામાં આવે તો આપણું જીવન આપણા મહાન પૂર્વજોનાં ઉદાત્ત ચારિત્ર અને જ્ઞાનને અનુસરતું થકું અને રસ્તામાં જે વિઘ્નો આવે તેને દૂર કરતું થકું દિવસે દિવસે ઉન્નતિકારક અને સદ્‌ગુણસભર બને તથા ઉત્તમ શ્રદ્ધા, ઉત્તમ જ્ઞાન અને ઉત્તમ આચારના ત્રિવેણીસંગમ વડે સામાન્ય જીવનમાં અને ખાસ કરીને આધ્યાત્મિક જીવનમાં નવાં શિખરો સર કરી આપણે સાચું સુખ મેળવી શકીએ એવં અન્યને પણ તે મેળવવામાં મદદરૂપ થઈ શકીએ. જો આમ થાય તો જ ફરીથી સર્વશ્રી ઋષભદેવ, રામ, કૃષ્ણ, મહાવીર અને બુદ્ધની આ ભૂમિને આપણા જીવંત વ્યક્તિત્વથી સાચા અર્થમાં આપણે શોભાવી એમ કહેવાય. ૐ શુભમસ્તુ.

## સાંપ્રત સમાજનું વિહંગાવલોકન :

(૧) 'જ્યાં પૈસો ત્યાં પ્રતિષ્ઠા' એવી માન્યતા સર્વત્ર દૃષ્ટિગોચર થાય છે. વકીલ, ડૉક્ટર કે ઇજનેર કેટલું કમાય છે તેના ઉપર તેના વ્યક્તિત્વનું મૂલ્યાંકન થાય તે તો ઠીક, પણ ક્યા સંત, સાધુ કે મહારાજના વ્યાખ્યાનમાં કેટલા મોટરવાળા આવે

છે અને તેમના સાન્નિધ્યમાં થતા ધર્મપ્રસંગોમાં કેટલા પૈસા ભેગા થાય છે તેના પ્રમાણમાં તે મહારાજશ્રીને પણ મોટા ગણવામાં આવે છે।

(૨) નિઃસ્પૃહતા, સાદાઈ, સરળતા સમાજના દરેક વર્ગના મનુષ્યોમાં એકદમ ઘટી ગયેલાં દેખાય છે.

(૩) વિદ્યાર્થીઓને ભણવામાં રસ ઓછો છે. માત્ર જરૂરી હોય તેટલી જ હાજરી વર્ગમાં પુરાવે છે (અને તે પણ ઘણી વાર તો મિત્રો દ્વારા !). અધ્યાપકો પ્રત્યે શિષ્ટાચારનું વર્તન પ્રાયઃ દેખાતું નથી. કૉલેજની બહાર મુખ્ય રસ્તાઓ ઉપર ચાલુ પિરિયડે આખો વાહનવ્યવહાર રોકાય તેવી રીતે ઊભા રહેવું અને તેમાં મોટાઈ માનવી એ અશિસ્ત મોટા પાયા ઉપર દેખાય છે. સારાં સારાં કપડાં પહેરવાં, ચા-પાણી-સિગારેટ અને એકસો વીસનુ પાન ખાવામાં સમય વીતાવવો અને સિનેમા-નાટકની જ વાતો કરવી એ જાણે સામાન્ય થઈ ગયું છે. ઇતર-વાચનની પ્રવૃત્તિ, રમતગમતની પ્રવૃત્તિ, સામૂહિક શ્રમની પ્રવૃત્તિ, ઘરમાં તથા બહાર મોટેરાંઓ પ્રત્યે યોગ્ય આદર-સત્કારની પ્રવૃત્તિ કે કોઈ એક ઊંચા પ્રકારના જીવન પ્રત્યે આદર્શ સ્થાપી તેને અનુરૂપ પ્રવૃત્તિ આજે જવલ્લે જ જોવામાં આવે છે.

(૪) આપણા ઘરમાં નવા સોફાસેટ, રેડિયો, ટેલિવિઝન, રેફ્રિજરેટર કે અન્ય મોજશોખની વસ્તુઓ વસાવવામાં જેટલો રસ લઈએ છીએ તેનાથી વીસમા ભાગનો રસ પણ આપણે ભૂખ્યાં-તરસ્યાંને અન્ન-પાણી આપવામાં, શિષ્ટ અને સંસ્કારી સાહિત્ય વસાવવામાં, વિદ્વાનો કે સંતોનો પરિચય કરવામાં, નિયમિતપણે પ્રાર્થના કે જ્ઞાનગોષ્ઠી કરવામાં કે સારી ટેવો પાડવાનો પ્રયત્ન કરવામાં દેખાડતા નથી. આમ છતાં લોકોમાં 'આધ્યાત્મિક' કહેવરાવવાની ફેશન હોવાથી તેવી ફેશનમાં રહેવા માટે કાંઈક અધ્યાત્મિક ગણાતાં પુસ્તકો મોટરમાં કે ટેબલ

ઉપર રાખીએ છીએ. આ દેખાવ માટે છે કે જીવનસુધારણા માટે છે તેનો વિચાર ભાગ્યે જ કરીએ છીએ.

(૫) એમ. જી. સાયન્સ કૉલેજના એક વિદ્યાર્થી ધીરેન શાહની તબિયત હિંમતનગર પાસેના એક નાનાસરખા ગામમાં એકાએક એવી કથળે છે કે એને તાત્કાલિક અમદાવાદની સિવિલ હૉસ્પિટલમાં ખસેડવામાં આવે છે. ડૉક્ટરો નિદાન કરીને કહે છે કે ધીરેનને કમળામાંથી કમળી થઈ ગઈ છે અને એનો જીવન-દીપ ઓલવાતો બચાવવા માટે એને તાત્કાલિક રક્તદાનની જરૂર છે.

એમ. જી. સાયન્સ કૉલેજની હૉસ્ટેલમાં આ વાત પહોંચે છે અને આખી હૉસ્ટેલના વિદ્યાર્થીઓ પોતાનુ લોહી આપવા માટે સિવિલ હૉસ્પિટલની બ્લડ-બૅંકમાં કતાર લગાવે છે. દર્દીને બી. આર. એચ. પોઝિટિવ રક્તની જરૂર હોય છે. આવા રક્તની બધી મળીને સોળ બૉટલો એને ચડાવવામાં આવે છે, અને નવા દિવસનું પ્રભાત ધીરેનને માટે નવજીવનનો સંદેશ લાવે છે. ધીરેનની જિંદગી બચી જાય છે.

રક્તદાન માટે આવેલા વિદ્યાર્થીઓને ફક્ત એટલો જ રંજ રહી જાય છે કે એમનામાંથી માત્ર છવ્વીસ જ વિદ્યાર્થીઓનું રક્ત ધીરેનના ઉપયોગમાં આવ્યું. અને બીજાઓને રક્તદાન કર્યા વગર જ પાછા ફરવું પડયું.

આજના જમાનામાં પણ આવા સાફદિલ અને પરોપકારી યુવાન વિદ્યાર્થીઓ આપણા સમાજમાં છે તેનું કેવુ જ્વલંત ઉદા-હરણ! આવી યુવાપેઢીમાં જ ભારતના ભાવિ માટે આશાનું કિરણ છે.



# તપ

ભૂમિકા :

જીવનમાં ઉદ્દભવતી વિવિધ પ્રકારની લાલસાઓમાં લપટાઈ ન જવું તે તપ છે. સ્વેચ્છાપૂર્વક સહનશીલતાનો અભ્યાસ કરવો તે પણ તપ છે. પ્રતિકૂળ સંજોગોમાં સમતાભાવ રાખીને સહન કરતાં શીખવું એ તપની આરાધના છે. આત્મા સાથે લાગેલાં કર્મો આત્માથી છૂટી જાય (નિર્જરી જાય) તે પ્રકારે જીવનમાં વર્તવું તેને તપ કહીએ. આત્મબળની અધિકતા વડે મનના તરંગોને નષ્ટ કરી આત્માનુ શોભાયમાન થવું તે મહાન યોગીશ્વરોનુ પરમ તપ છે.

જેવી રીતે ખાણમાંથી નીકળેલું સોનુ (સુવર્ણરજ) જુદી જુદી ભઠ્ઠીઓમાં નાખવામાં આવે તો તેમાં રહેલી મલિનતા તથા વિવિધ અશુદ્ધિઓ નષ્ટ થઈ જાય છે અને શુદ્ધ સોનાની પ્રાપ્તિ થાય છે, તેવી રીતે કામક્રોધાદિ વિકારોવાળા જીવનને વિવિધ પ્રકારના શુદ્ધીકરણની પ્રક્રિયાઓમાંથી પસાર કરવા વડે કરીને આત્મા નિર્મળ અને નિર્વિકાર થાય તેને તપરૂપી આરાધના કહેવામાં આવે છે. તપ તે શુદ્ધીકરણ માટેની તે પ્રક્રિયા છે જેમાંથી પસાર થયા વિના કોઈ પણ સાધક મહાન સંત બની શકતો નથી.

તપના પ્રકારો :

પ્રજ્ઞાવંત પૂર્વાચાર્યોએ તપના મુખ્ય બાર પ્રકારો કહ્યા છે— છ બહિરંગ અને છ અંતરંગ.

બહિરંગ તપ :

(૧) ઉપવાસ, (૨) અલ્પ-આહાર, (ઊણો આહાર) (૩) વૃત્તિઓનુ નિયંત્રણ, (૪) રસત્યાગ, (૫) એકાંત-આસન, (૬) કાય-

ક્લેશ. આ છ પ્રકારનાં બાહ્ય તપ છે. તેને બાહ્ય તપ એટલા માટે કહેવાય છે કે તે તપનું આચરણ બીજાઓ જોઈ-જાણી શકે છે અને તેથી આ તપ બહારમાં પ્રગટરૂપે દેખાય છે.

પાંચ ઇન્દ્રિયના વિષયો, ક્રોધાદિ કષાય અને ચાર પ્રકારના આહાર(ખાદ્ય, સ્વાદ્ય, લેહ્ય, પેય)નો ત્યાગ કરવો તેને ઉપવાસ કહેવામાં આવે છે. માત્ર ભોજનનો જ ત્યાગ કરે તો તે ખરે-ખરો ઉપવાસ નથી. પોતાનું પેટ ભરાય તેથી ઓછો આહાર લેવો તે ઉણોદરી અથવા અલ્પ-આહાર કહેવાય છે. ભિક્ષા અર્થે જતા મુનિમહારાજ પોતાના અંતરમાં એવો વિકલ્પ કરે કે અમુક આહાર મળશે, અમુક રીતે મળશે, તો જ લઈશ, નહીંતર આહાર નહીં લઉં—આવા સંકલ્પને વૃત્તિપરિસંખ્યાન કહે છે. ખાટો, તીખો, ખારો, ગળ્યો વગેરે વિવિધ પ્રકારના સ્વાદવાળા પદાર્થોનો ત્યાગ તે રસત્યાગ છે. અમુક એકાંત, શાંત સ્થળમાં એક જ આસને જ્ઞાન-ધ્યાન કરવું તે વિવિક્તશય્યાસન છે. ઠંડી ઋતુમાં નદીકિનારે કે ઉનાળાની ઋતુમાં ગરમ શિલા કે પતરા પર બેસવું, ઊંધે માથે લટકવું વગેરે કાયાને કષ્ટ દ્વારા તપાવતા છતાં સમભાવ રાખવો તે કાયક્લેશ તપ કહેવાય.

**અંતરંગ તપ :**

આ પ્રકારના તપમાં તપ કરનારના અંતરના ભાવની મુખ્યતા છે, તેથી તે લોકોની જાણમાં એકદમ આવી શકતું નથી. અંતરંગ તપના છ પ્રકારો આ પ્રમાણે છે: (૧) પ્રાયશ્ચિત્ત, (૨) વિનય, (૩) વૈયાવૃત્ય, (૪) સ્વાધ્યાય. (૫) ધ્યાન, (૬) વ્યુત્સર્ગ.

પોતાના વડે થયેલી ભૂલો અથવા દોષોનું સદ્‌ગુરુ અથવા પરમાત્માની સાક્ષીએ કબૂલ કરવું અને તેવા દોષો ફરીથી ન થાય તે અર્થે ઉદ્યમ કરવો તેને પ્રાયશ્ચિત્ત કહે છે. જેનાથી દોષોનુ શુદ્ધીકરણ થાય તે પ્રાયશ્ચિત્ત. પૂજ્ય વ્યક્તિઓ અને પૂજ્ય વસ્તુઓ પ્રત્યેનો અંતરનો આદરભાવ તે વિનય. શારીરિક

અસ્વસ્થતાવાળા શ્રીસાધુ મહારાજ કે બીજા મહાત્મા અને ધર્મનિષ્ઠ પુરુષોની સેવા-શુશ્રૂષા કરવી તે વૈયાવૃત્ય. ઉત્તમ મહાત્માઓનાં ધર્મ-મોક્ષ-નિર્દેશક વચનોનું વાંચવું, વિચારવું, લખવું, પૂછવું, રટણ કરવું કે ઉપદેશવું તે સ્વાધ્યાય. ચિત્તને પરમાત્માના કે સત્પુરુષોના ગુણોમાં કે ચારિત્ર્યમાં તન્મય કરવું તે ધ્યાન. તથારૂપ વિશિષ્ટ અભ્યાસ અને પ્રયત્નથી ચિત્તવૃત્તિ શુદ્ધાત્મામાં સ્થિર થઈ જાય અને અતીન્દ્રિય આનંદ પ્રગટે તે ઉત્તમ ધ્યાન—નિર્વિકલ્પ સમાધિ. શરીર, સ્વજન-કુટુંબાદિ, ધન-ધાન્ય, રાચરચીલું, બંગલા, મોટર વગેરે બાહ્ય પદાર્થો તથા કામ-ક્રોધ-લોભ-અજ્ઞાનાદિ અંતરંગ ભાવોમાં અહંત્વ-મમત્વનો ત્યાગ કરવો તેને વ્યુત્સર્ગ નામનુ તપ કહે છે.

આમ બાર પ્રકારે, પૂર્વે મહાત્માઓએ કહેલાં વિવિધ પ્રકારનાં તપનું માત્ર વિહંગાવલોકન થયું. તેનો વિશેષ વિચાર કરતાં બહુ વિસ્તાર થઈ જાય તેથી અત્રે તેનો સંક્ષિપ્ત સાર બતાવ્યો છે. વિશેષ અભ્યાસી સાધકોએ મૂળ શાસ્ત્રમાંથી સૂક્ષ્મદૃષ્ટિ વડે તપ વિશે વિસ્તારપૂર્વક જાણવા યોગ્ય છે.*

## તપનો મહિમા :

(૧) મનુષ્યભવ પામીને જે તપ કરતો નથી પણ વિષય-ભોગમાં આયુષ્ય વીતાવે છે તે પશુ સમાન હલકો જાણવો.

(૨) જેમ બુદ્ધિનું ફળ શાસ્ત્રાભ્યાસ કરી જીવનને પવિત્ર બનાવવું તે છે, તેમ ઉત્તમ, બળવાન, નિરોગી શરીર પ્રાપ્ત કરીને સમ્યક્-તપ વડે આગળ વધવું તે જ યોગ્ય છે.

(૩) તપથી ઇન્દ્રિયો અને મનનો સહજપણે સંયમ થાય છે. વિનયાદિ ભાવો પ્રગટ થવાથી સત્સંગના યોગે ઉત્તમ જ્ઞાન પ્રગટે છે અને સમાધિનો લાભ થાય છે.

---

* જુઓ તત્ત્વાર્થસૂત્ર, ભગવતી-આરાધના, આચારાંગ-સૂત્ર તથા રત્નકરંડશ્રાવકાચારની પંડિતપ્રવર સદાસુખદાસજીકૃત ટીકા.

(૪) મોક્ષપ્રાપ્તિ માટેની ચાર પ્રકારની મુખ્ય આરાધના છે—સાચી શ્રદ્ધા, સાચું જ્ઞાન, સાચું આચરણ અને સાચું તપ. આ કારણથી ઉત્તમ પુરુષોએ સ્વકલ્યાણ માટે અવશ્યપણે તપ કરવું યોગ્ય છે.

(૫) દેવ-ગુરુ-વિદ્વાન-બ્રાહ્મણોનુ પૂજન, પવિત્રતા, સરળતા, બ્રહ્મચર્ય અને અહિંસા શારીરિક તપ છે. સત્ય, કરુણામય, હિતકારી અને પ્રિય વચનોનું બોલવું અને સ્વાધ્યાયરૂપ અભ્યાસ કરવો તે વાણીનું તપ છે. ચિત્તપ્રસન્નતા, સૌમ્યતા, મૌન, આત્મ-સંયમ અને આત્મભાવોની શુદ્ધિ તે માનસિક તપ કહેવાય છે.

(૬) આરાધનાના બીજા પ્રકારો કરતાં તપમાં એક વિશેષતા એ છે કે તેનાથી માત્ર નવાં કર્મોનો બંધ થતો જ અટકતો નથી પણ જન્મજન્માંતરનાં બંધાયેલાં કર્મો આત્માથી છૂટાં થઈ જાય છે. આથી જ તીર્થંકરાદિ મહાપુરુષો પણ તપમાં પ્રવર્તે છે, તો અન્ય સામાન્ય સાધકોએ તો તપ કરવું કલ્યાણકારી છે તે કહેવાની ભાગ્યે જ જરૂર છે.

(૭) તપ કરતી વખતે પોતાની શક્તિનો વિચાર કરવો જોઈએ. જે વિવેકી પુરુષ છે તે અતિમાત્રામાં તપ કરી શરીર અને ઇન્દ્રિયોને સર્વથા શિથિલ પણ કરતો નથી, તેમ વળી પોતાની શક્તિને ગોપવીને પ્રમાદરૂપી દોષનું ભાજન પણ થતો નથી. આવા મહાન વિવેકી સાધકને તપથી ઉત્તમ પદની પ્રાપ્તિ થાય છે.

(૮) જેમ સિંહની ગર્જનાથી ઘેટાં-બકરાંના ટોળામાં નાસભાગ થઈ જાય છે અથવા પ્રચંડ વાવાઝોડાથી વાદળોના મોટા સમૂહો પણ વીખરાઈ જાય છે, તેમ સાચા તપ વડે કરીને આત્મા સાથે ચોંટેલા કર્મોના સમૂહો પણ વીખરાઈ જાય છે અને આત્મા શુદ્ધતાને પામે છે. આ કારણથી ભવ્ય જીવો તપની આરાધનામાં પોતાના આત્માને અવશ્ય જોડે છે.

(૯) માનવીની આદતમાં જ એવી નબળાઈ વણાઈ ગઈ છે કે જેથી વિલાસીપણુ તેને પ્રિય લાગે છે અને તપસ્યા તથા વિરક્તિ પ્રત્યે તેને કાંઈ જ આકર્ષણુ થતું નથી. આ નબળાઈ નો પ્રતિકાર દૃઢ સંકલ્પપૂર્વક તપઃપૂત જીવનનો અભ્યાસ કરવાથી ક્રમે કરીને બની શકે છે.

## તપનાં જીવંત દૃષ્ટાંતો

### [૧]

ઈ. સ. ૧૯૨૫ની સાલ.

મદ્રાસમાંથી ડૉક્ટરની ડિગ્રી પ્રાપ્ત કરી, લોકોને અનેક પ્રકારે મદ્રાસમાં, સિંગાપુરમાં અને મલાયામાં તબીબી સેવાઓ આપી અધ્યાત્મજીવન જીવવાની આકાંક્ષાવાળા ડૉ. કુપ્પુસ્વામી હૃષીકેશ આવ્યા હતા. અહીં કોઈની ઓળખાણુ નહીં તેથી પ્રથમ તો સ્વર્ગાશ્રમમાં થોડા દિવસો ઊતર્યા, પરંતુ જોઈએ એવી એકાંત જગ્યા અને શાંતિ ન મળવાથી ત્યાંથી થોડે દૂર એક જૂની ઝૂંપડીમાં રહેવા ચાલ્યા ગયા.

ચારે બાજુ વનરાજી, નીરવ શાંતિ, છતાં ઝેરી જંતુઓ અને જંગલી પશુઓનો ડર તો ખરો જ. પણુ આ યુવાન સંન્યાસી તો આખો દિવસ ધ્યાન-ભજન અને અધ્યયનમાં લીન રહે. બે-પાંચ દિવસો આહાર વિના વીતી જાય તો કોઈ વાર આવતા-જતા વટેમાર્ગુ કાંઈ આપી જાય ! ટાઢ વાય તોપણુ સહન કરવાની અને વરસાદ આવે તોપણુ સહન કરવાનો. આમ ભૂખ-તરસ, ઠંડી-ગરમી, એકાંતવાસ વગેરે બધું સમભાવપૂર્વક સહન કરવાનો અભ્યાસ કરીને પોતાની કઠોર સાધનાને આ યુવાન સંન્યાસીએ કેટલાંય અઠવાડિયાઓ સુધી જારી રાખી.

ઘણાં વર્ષોથી કરેલી સાધનાની ચરમ સીમારૂપ આ કઠોર તપસ્યાના ફળરૂપે આ મહાન સાધકને અંતરમાં જ્ઞાન અને

શાંતિનો પ્રકાશ લાધ્યો અને ક્રમે કરીને તેઓએ દિવ્ય-જીવન જીવવાનો રાહ ભારતના અને દેશવિદેશના અનેક જિજ્ઞાસુઓને બતાવ્યો.

આ યુવાન સંન્યાસીનું નામ સ્વામી શિવાનંદ સરસ્વતી. દિવ્ય-જીવન-સંઘના તેઓ સંસ્થાપક. ઉચ્ચ કોટિનું લોકોપયોગી અને અધ્યાત્મજીવન જીવવાની પ્રેરણા આપનારું વિપુલ સાહિત્ય તેમણે રચ્યું છે.

[૨]

સો વર્ષ પહેલાંનો જમાનો. તે સમયે ધાર્મિક ગ્રંથોનાં પઠન-પાઠનની પ્રવૃત્તિ સમાજમાં અમુક વર્ગ જ કરી શકતો અને ધર્મગ્રંથોને છાપવાનો પણ ઘણા લોકો વિરોધ કરતા.

આ સમયે એક જ્ઞાનપિપાસુ યુવાન યોગ્ય ગ્રંથોની દુષ્પ્રાપ્યતાથી વ્યાકુળતા પામ્યો. તે પોતે સંયુક્ત પ્રાંતના સહરાનપુરનો નિવાસી અને મુખત્યાર (વકીલ) તરીકેનો વ્યવસાય કરતો. પ્રેક્ટિસ સારી ચાલતી, પણ અંતરમાં ધર્મજ્ઞાનની જિજ્ઞાસા નિરંતર રહ્યા કરતી હતી. તેથી છત્રીસ વર્ષની અવસ્થામાં જ આ વ્યવસાયને તિલાંજલિ આપી સ્વાધ્યાય, જ્ઞાનાર્જન, લેખન, આત્મચિંતન, જૈન સાહિત્યનું સંશોધન અને અનુસંધાન ઇત્યાદિમાં લાગી જઈ તેણે જીવનને એક નવો વળાંક આપ્યો.

બીજી સદીમાં થયેલા પ્રસિદ્ધ જૈનાચાર્ય શ્રીસમંતભદ્રાચાર્યનું પરોક્ષપણે શિષ્યપણું સ્વીકારીને તેણે સમંતભદ્રાશ્રમની સ્થાપના કરી. થોડા કાળમાં તેને ‘વીરસેવા-મંદિર’નું નામ આપી અવિરતપણે ઉત્તમ ગ્રંથોના પ્રકાશનમાં અને અધ્યયનમાં લાગી, બ્રહ્મચર્યવ્રત ગ્રહણ કરી આત્મસાધના માટે વિવિધ પ્રકારે ઇચ્છા-નિરોધરૂપ તપને અંગીકાર કરી ઉત્તમ સાધક તરીકે જીવન વીતાવ્યું.

જ્ઞાન, ધ્યાન અને તપની આ પ્રકારની આરાધના વડે એક સામાન્ય સાધકમાંથી આ યુવાને થોડાં વર્ષોમાં જ એક મહાન

સિદ્ધાંતશાસ્ત્રી, અનુસંધાનવેત્તા (research-expert) અને ધાર્મિક મહાપુરુષનું પદ પ્રાપ્ત કર્યું.

તેઓએ રચેલી 'મેરી ભાવના' અધ્યાત્મભાવનાનું એક ઉત્તમ અને સુંદર કાવ્ય છે. તે હિંદીમાં લખાયું હોવા છતાં તેની લગભગ પચીસ લાખ ઉપરાંત પ્રતો ભારતની બધી મુખ્ય ભાષાઓ-માં અનુવાદિત થઈને પ્રસિદ્ધ થઈ ચૂકી છે.

આ મહાન સાધકનું નામ પંડિતવર્ય શ્રીમાન જુગલકિશોરજી મુખ્તાર. તેમણે સ્થાપેલા વીર-સેવા-મંદિર – દિલ્હી તરફથી ઉત્તમ કોટિનું, સુંદર રીતે સંશોધિત થયેલું વિપુલ આધ્યાત્મિક સાહિત્ય છેલ્લાં ઘણાં વર્ષોથી પ્રકાશિત થઈ રહ્યું છે.

[3]

સાંજનો જમવાનો સમય થયો એટલે પતિ-પત્ની પોતાના દેશના રીત-રિવાજ મુજબ ટેબલ ઉપર બેઠાં. જીવનની પરિસ્થિતિ તદ્દન સામાન્ય, એટલે આજે જમવામાં માત્ર બ્રેડ જ હતી. જ્યાં ખાવાની શરૂઆત કરવા જાય છે ત્યાં બારણે ટકોરો પડ્યો અને જોયું તો એક ભાઈને આવેલા દીઠા. તરત જ દંપતીએ તેમને બોલાવ્યા અને ટેબલ ઉપર જમવા માટે બેસી જવા કહ્યું. મહેમાને ઘણી આનાકાની કરી પણ આખરે તેને આ પ્રેમાળ દંપતીના આગ્રહને વશ થવું પડયું.

'બ્રેડ સાથે મહેમાનને માટે શું લાવો છો?' પતિએ પત્નીને પૂછ્યું. થોડી વારમાં અર્ધો ગ્લાસ જેટલું દૂધ પત્નીએ લાવીને મહેમાન માટે મૂક્યું. આ બાજુ મહેમાને પૂછ્યું, 'તમે પણ મારી સાથે જ બેસી જાઓ તો કેમ?' 'હજુ અમારે વાર છે' કહી દંપતીએ મહેમાનને સમજાવી દીધા.

ભોજન પૂરું થતાં થોડી વાર વાતો કરી મહેમાને વિદાય લીધી.

આ બાજુ, જેમ જેમ મહેમાન જમતા હતા તેમ તેમ

જાણે કે દંપતીને પોતાનું પેટ ભરાયાનો આનંદ થતો હતો. દૂધ તો રાત્રે પોતાની ચા બનાવવા માટે રાખ્યુ હતું તે પણ મહેમાનને આપી દીધેલું.

પોતાને આજે અતિથિનો સત્કાર કરવા માટે તદ્દન ભૂખ્યાં રહેવું પડ્યું તે બાબતનો તેમને કાંઈ ખેદ નહોતો ! પાણી પી લઈને તૃપ્તિ માણી તેઓ નિદ્રાધીન થયાં. આ દંપતી તે બીજાં કોઈ નહીં પણ રશિયાના તારણહાર શ્રી લેનિન અને તેમનાં ધર્મ-પત્ની શ્રીમતી લેનિન.






# મુમુક્ષુતા

**ભૂમિકા :**

કોઈ પણ સાધક જ્યારે એવું જીવન જીવે કે અંતરંગમાં મોક્ષ સિવાય તેને બીજી કોઈ પણ ઇચ્છા ન હોય ત્યારે તે સાધક ખરેખર મુમુક્ષુ કહેવાય. મતલબ કે. અભિપ્રાયમાં મોક્ષની પ્રાપ્તિ સિવાય બીજું કાંઈ ન રહે ત્યારે જીવનમાં મુમુક્ષુતા પ્રગટે છે અને તેવા મહાપુરુષને વિશે સર્વ પ્રકારનાં દુઃખોનો આત્યંતિક ક્ષય કરનારું એવું આત્મજ્ઞાન પ્રગટે છે.

**મુમુક્ષુતાની શ્રેણીઓ :**

અંતરંગ પરિણામોની વિશુદ્ધિ, સાચા દેવ-ગુરુ-ધર્મની ભક્તિની તરતમતા, મુમુક્ષુતાજનક સદ્‌ગુણોની સંખ્યા અને પ્રમાણ, આત્મજાગૃતિનુ સાતત્ય આદિ અનેક માપદંડોને અનુરૂપ. મુમુક્ષુતાના જોકે અનેક ભેદો છે પરંતુ સામાન્યપણે જઘન્ય. મધ્યમ અને ઉત્કૃષ્ટ એમ તેના ત્રણ ભેદો પાડી શકાય.

સત્સંગના યોગથી, સદ્‌ગુરુના અતિશય પ્રભાવથી કે સત્-શાસ્ત્રોનાં અવલોકનથી કાંઈક ધર્મ પ્રત્યે રુચિ ઊપજે, ધર્મ ખરેખર કરવા યોગ્ય છે એવી સામાન્ય માન્યતા થાય અને મોક્ષના પુરુષાર્થમા થોડો થોડો પણ જોડાય ત્યારે મુમુક્ષુતાનો પ્રારંભ હોય છે. ઉપરોક્ત દશામાં જ્યારે વિશેષ દૃઢતા આવે, સમજણ-પૂર્વક જ્યારે સદ્‌ગુણોને વિશે રુચિ ઊપજે અને તેમનું ગ્રહણ થવા લાગે, સામાન્ય મુશ્કેલીઓ આવવા છતાં પણ ધર્મની આરાધનામાં લાગ્યો જ રહે અને પરીક્ષા-પ્રધાની થઈ સદ્‌ગુણ-દુર્ગુણ, સદાચાર-દુરાચાર. સદ્‌ગુરુ-નામગુરુ વગેરેના ભેદપૂર્વક મોક્ષની આરાધનામા આગળ વધે ત્યારે મધ્યમ કક્ષાની મુમુક્ષુતા

હોય છે. અત્યંત દૃઢપણે જ્યારે આસ્તિક્યાદિ * ભાવોમાં નિષ્ઠા થવાથી મુમુક્ષુતાના અનેક ગુણો પ્રકર્ષતાથી પ્રગટી વૃદ્ધિંગત થતા જાય, આખો દિવસ અને રાત જ્યારે પરમાર્થ-પરમાર્થનો જ અંતરમાં જાપ રહે, સૂક્ષ્મ બોધનો અંતરમાં વિચાર કરવાની શક્તિ જાગ્રત થવાથી સત્યાર્થ તત્ત્વોની પ્રતીતિ સ્પષ્ટપણે થઈ જાય તેવી અનેક ગુણોથી ભરપૂર તીવ્ર જિજ્ઞાસુદશાને ઉત્કૃષ્ટ મુમુક્ષુદશા કહેવામાં આવે છે.

## મુમુક્ષુતાની સાધના :

**(૧) વર્તમાન સ્થિતિ :** તત્ત્વદૃષ્ટિએ વિચારીએ તો મુમુક્ષુતા ખરેખર પ્રગટ થવાનું મુખ્ય કારણ સાધકની અંતરંગ રુચિ અને સત્યનિષ્ઠા છે. આ અણુયુગમાં અંતરંગ રુચિની ખામી છે, કારણ કે કહેવાતા ધર્મી જીવો સંપ્રદાયને કે મતને સેવે છે, ધર્મને સેવતા નથી. લગભગ અઠ્ઠાણું ટકા ધર્મી જીવોને ધર્મી થવું નથી પણ ધર્મી કહેવડાવવું છે ! ! વસ્તુના સ્વભાવરૂપ સત્ય-ધર્મ કે આત્માની શુદ્ધિરૂપ મોક્ષમાર્ગ પ્રત્યે વળવા માટે જરૂરી ગંભીરતા, દૃઢતા અને સૂક્ષ્મતા તેમનામાં છે જ નહીં; તો તેઓ કઈ રીતે સત્યધર્મને પામે ? આ વાત ધર્મી જીવોના એક મોટા સમુદાયની થઈ.

બાકી બચ્યો એક સાવ નાનો સમુદાય. તે જોકે અંતરંગ-થી ધર્મને ઇચ્છે છે અને તે અર્થે પ્રયત્નશીલ છે પણ દૃઢ નિષ્ઠાનો અભાવ, મહાન અસત્સંગ અને અસત્પ્રસંગોનો ઘેરાવો, સમર્થ સત્પુરુષના યોગની પરમ દુર્લભતા, થોડો કાળ સાધના કરવા છતાં કાંઈ તથારૂપ અનુભૂતિની અપ્રાપ્તિ, સત્યનિષ્ઠાની ન્યૂનતાને લીધે 'અમુક દશા' પ્રાપ્ત થઈ જવાથી સંતોષ, અને 'કરેંગે યા

* આત્મા, પુણ્ય, પાપ, ધર્મ, પુનર્ભવ આદિ પદાર્થોમાં જેને શ્રદ્ધા હોય તે મનુષ્યને આસ્તિક અને તેના ભાવને આસ્તિક્યભાવ કહેવામાં આવે છે.

મરેંગે' એ સિદ્ધાંતના આચરણની જીવનમાં ન્યૂનતાને લઈને પ્રતિબંધોમાં રોકાઈ જવું આદિ વિવિધ કારણોને લીધે પારમાર્થિક મોહગ્રંથિના ભેદ સુધી, અવિદ્યા કે મિથ્યાત્વના નાશ સુધી, શુદ્ધ આત્માનુભૂતિની કક્ષા સુધી પહોંચનારા ધર્મી જીવોની સંખ્યા અત્યંત અત્યંત અલ્પ છે. આ ઇત્યાદિ વિવરણથી મુમુક્ષુઓમાં કોઈ પણ પ્રકારની નિરાશા ઊપજવી યોગ્ય નથી, પરંતુ અત્યંત દૃઢ નિશ્ચયથી આ મનુષ્યભવની સમાપ્તિ પહેલાં, અવશ્ય આત્મજ્ઞાન પ્રાપ્ત કરી લેવું એવા અભિપ્રાયમાં સુસ્થિત થઈ તે અર્થે પોતાનું ગુરુતમ વીર્ય સાધના વિશે સ્ફોરવવા માટે જ આ કથન થયું છે એમ જાણવું સમીચીન છે.

(૨) **આરાધનાક્રમ** : બહુ જ વિશાળ દૃષ્ટિએ જોઈએ તો મુમુક્ષુતાની આરાધનાની પૂર્ણતા તો પરમાત્મપદ પ્રગટે ત્યારે થાય છે, પરંતુ અહીં સામાન્ય રીતે આત્મજ્ઞાન પ્રગટ કરવા માટેની યોગ્યતાની મુખ્યતાથી કથન કરીએ છીએ.

(અ) સામાન્ય જીવનક્રમ.

(૧) દર વર્ષે એક કે બે તીર્થયાત્રા કરવાનો સંકલ્પ કરવો.

(૨) અઠવાડિયામાં ઓછામાં ઓછા બે દિવસ સત્સંગ કરવો, બની શકે તો દરરોજ કરવો.

(૩) અર્ધો કલાક સ્વાધ્યાય અને અર્ધો કલાક ભક્તિનો નિયમ લેવો.

(૪) આહાર અને નિદ્રામાં નિયમિતતા જાળવવી.

(૫) સ્થિર ચિત્તે, પવિત્ર મનથી પરમાત્માનું, સદ્ગુરુનું કે આત્મજ્યોતિનું ધ્યાન કરવાનો અભ્યાસ કરવો.

(૬) પોતાની મહત્તા બતાવનાર કે અન્યની નિંદા કરનાર વચનો બોલવાં નહિ.

(૭) વિકથાનો–પાપ વધારનાર વાતોનો–અપરિચય કરવો.

રાજકારણની વાર્તા પુરુષોએ અને ખાવાપીવાની તથા કપડાં-ઘરેણાંની વાતો બહેનોએ તદ્દન ઓછી કરી નાખવી.

(૮) મદ્ય (દારૂ), માંસ, મધુ તથા અંજીર આદિ પાંચ અભક્ષ્ય ફળોનો ત્યાગ કરવો.

(૯) જુગાર, શિકાર, માંસાહાર, દારૂ, પરસ્ત્રીગમન, મોટી ચોરી અને વેશ્યાસેવનનો પ્રતિજ્ઞાપૂર્વક અવશ્ય ત્યાગ કરવો.

(ચ) મુમુક્ષુના ગુણોની પ્રાપ્તિ :

સંક્ષેપમાં વિચારતાં નીચે જણાવેલા મુખ્ય ગુણોનો દૈનિક જીવનમાં અભ્યાસ કરવો અને તે સંપાદન કરી લેવા, એ મુમુક્ષુ માટે આવશ્યક બની જાય છે :

(૧) સ્વચ્છંદનિરોધ, (૨) શ્રદ્ધા, (૩) સરળતા, (૪) વૈરાગ્ય, (૫) સહનશીલતા, (૬) વિનય, (૭) વિશાળ બુદ્ધિ, (૮) જિતેન્દ્રિયપણું, (૯) મૈત્રી, (૧૦) પ્રમોદ, (૧૧) કરુણા, (૧૨) માધ્યસ્થ ભાવના.

ઇત્યાદિ ઉપરોક્ત કહેલા મુમુક્ષુના ગુણોનું વર્ણન આ પુસ્તકમાં તે તે વિષયના પ્રકરણમાં આપેલું છે અને તેથી તેનું વિવરણ ત્યાંથી વાંચી લેવા વાચકોને વિનંતી છે.

(ક) મુમુક્ષુતાની સાધનાની વિકટતા :

મુમુક્ષુતાની સાધના જેટલી સીધી, સરળ અને સહજ છે તેટલી જ ખાડાટેકરાવાળી, વિકટ અને પ્રયત્નસાધ્ય છે. સામાન્ય માનવીનું મન પતિતપરિણામી છે. માણસને પડી રહેવું–પ્રમાદ કરવો —ગમે તેવા અયોગ્ય કામમાં સમય ખર્ચી નાખવો વગેરે ટેવ પડી ગઈ છે. આવા વિપરીત સંસ્કારો અનેક જન્મોના ચાલ્યા આવે છે. હવે જ્યારે સત્સંગના યોગમાં સત્ય-તત્વની વાત સાંભળીને મુમુક્ષુ ઉચ્ચ સદ્ગુણો તરફ વળે છે. જાગૃતિપૂર્વક પોતાના વિચાર અને આચારને શિસ્તબદ્ધ અને ધર્મમય બનાવવાનો પ્રયત્ન કરે છે, ત્યારે અનાદિના કુસંસ્કારો તેમ થવામાં વિઘ્ન કરે છે; તેથી થોડો વખત વિશેષ પુરુષાર્થ કરી આ કુસંસ્કારોનો

પરાભવ કરીએ ત્યારે મુમુક્ષુદશામાં સ્થિરતા આવે છે અને સાધકદશા દિનપ્રતિદિન ખીલતી જાય છે. આમ ક્રમે કરીને વારંવાર પુરુષાર્થ કરવાથી અને પૂર્વે થયેલા સત્પુરુષોનાં ચરિત્રનું અવલંબન લેવાથી ઉત્તમ મુમુક્ષુતા પ્રગટે છે અને તેમ કરનાર પુરુષને આત્મજ્ઞાનપ્રાપ્તિ કાંઈ દુર્લભ નથી.

આમ ક્રમિક સાધનાથી મુમુક્ષુતાની સિદ્ધિ સામાન્યપણે ૨થી ૧૨ વર્ષમાં થઈ શકે છે. તેનાં મુખ્ય સાધનો સાધકનું અંતરંગ નિશ્ચયબળ અને તેને વિશિષ્ટ પ્રેરણા આપનાર કોઈ સત્પુરુષ છે.

## સાચી મુમુક્ષુતા અને તેનો મહિમા

(૧) કષાયની ઉપશાંતતા માત્ર મોક્ષ અભિલાષ,
ભવે ખેદ પ્રાણીદયા, ત્યાં આત્માર્થ નિવાસ.
દશા ન એવી જયાં સુધી જીવ લહે નહિ જોગ,
મોક્ષ માર્ગ પામે નહીં, મટે ન અંતર રોગ.

(૨) ત્યાગ, વૈરાગ્ય, ઉપશમ અને ભક્તિ મુમુક્ષુજીવે સહજ સ્વભાવરૂપ કરી મૂકયા વિના આત્મદશા કેમ આવે ? પણ શિથિલપણાથી, પ્રમાદથી એ વાત વિસ્મૃત થઈ જાય છે.

(૩) આરંભ અને પરિગ્રહનો જેમ જેમ મોહ ઘટે છે. જેમ જેમ તેને વિશેથી પોતાપણાનું અભિમાન મંદ પરિણામને પામે છે, તેમ તેમ મુમુક્ષુતા વર્ધમાન થયા કરે છે....ને કરવા યોગ્ય પણ તેમ જ છે કે આરંભપરિગ્રહને વારંવારના પ્રસંગે વિચારી વિચારી પોતાના થતા અટકાવવાં. ત્યારે મુમુક્ષુતા નિર્મળ હોય છે.

(૪) શાંત, જિતેન્દ્રિય, ઉપરત. સહનશીલ અને ઇન્દ્રિયમનને એકાગ્ર કરીને શ્રદ્ધાવાન થયેલો મુમુક્ષુ. આત્મામાં જ આત્માનું અવલોકન કરે.

(૫) પાત્ર વિના વસ્તુ ન રહે, પાત્રે આત્મિક જ્ઞાન,
પાત્ર થવા સેવો સદા, બ્રહ્મચર્ય મતિમાન.

× × × ×

તે જિજ્ઞાસુ જીવને થાય સદ્ગુરુ બોધ,
તો પામે સમકિતને વર્તે અંતર શોધ.

(૬) (સત્) સમાગમ નિરંતર કર્તવ્ય છે. મહત્ ભાગ્યના ઉદય વડે અથવા પૂર્વના અભ્યસ્ત યોગ વડે જીવને સાચી મુમુક્ષુતા ઉત્પન્ન થાય છે, જે અતિ દુર્લભ છે.....માટે વિચારવાન જીવે તે લક્ષ રાખી યથાશક્તિ વૈરાગ્યાદિ અવશ્ય આરાધી, સદ્ગુરુનો યોગ પ્રાપ્ત કરી, કષાયાદિ દોષ છેદ કરવાવાળો એવો અને અજ્ઞાનથી રહિત થવાનો સત્ય માર્ગ પ્રાપ્ત કરવો.

નિત્ય તેવો પરિચય રાખતાં, તે તે વાત શ્રવણ કરતાં, વિચારતાં, ફરી ફરીને પુરુષાર્થ કરતાં તે મુમુક્ષુતા ઉત્પન્ન થાય છે. તે મુમુક્ષુતા ઉત્પન્ન થયે જીવને પરમાર્થમાર્ગ અવશ્ય સમજાય છે.

## મુમુક્ષુતાનાં જીવંત દૃષ્ટાંતો

### [૧]

લગભગ એંશી વર્ષ પહેલાં અમદાવાદમાં મહાત્મા સરયુ-દાસજી વિદ્યમાન હતા. નાની વયથી જ સત્સંગ, ભક્તિ અને પરમાર્થની આરાધના પ્રત્યે તેમનું વલણ હતું. સરળ સ્વભાવ, ઉદાર દૃષ્ટિ, નિઃસ્પૃહતા અને સર્વ પ્રત્યે આત્મદૃષ્ટિયુક્ત પ્રેમપૂર્ણ વ્યવહારને લીધે તેઓએ વિશિષ્ટ મુમુક્ષુતા પ્રગટ કરી હતી. તેઓની નીચે પ્રમાણેની જીવનચર્યાનું અવલોકન કરવાથી આ વાતની સારી રીતે પ્રતીતિ થઈ જાય છે :

સવારે લગભગ ત્રણ વાગ્યે ઊઠી જતા. શૌચાદિ ક્રિયાથી પરવારીને પ્રભુનામસ્મરણમાં લાગી જતા. ત્યાર બાદ દર્શન-પૂજન વગેરેથી નિવૃત્ત થઈ પ્રવચન-કથા-સત્સંગમાં અને રાત્રે ધ્યાનમાં

પોતાનો વિશેષ કાળ નિર્ગમન કરતા. ચાલતી વખતે ખૂબ સાવધાની રાખતા જેથી કોઇ કીડી–મંકોડી પગ તળે ચગદાઈ ન જાય. ઘણું ખરું તડકામાં ચાલતા, છાંયડામાં નહીં; કારણ કે છાંયડામાં જીવજંતુ વધારે હોય. તડકામાં ખાસ હોય નહીં. શિયાળાની ઠંડીમાં કોઈ ભક્તજન ધાબળો વગેરે આપે તો તે ઠંડીમાં ધ્રૂજતા કોઈ ગરીબ ભિખારીને આપી દેતા. પોતે તો એક ચાદરથી જ નિભાવી લેતા. જ્યાં સત્સંગ વગેરેનો યોગ થાય તેવે સ્થળે વિના સંકોચે ચાલ્યા જતા અને નિરંતર તત્ત્વજિજ્ઞાસાને પોષતા.

આમ ઘણાં વર્ષો સુધી તેઓએ એક વિશિષ્ટ સાધકજીવનનું દૃષ્ટાંત પોતાના જીવનથી મુમુક્ષુઓ સમક્ષ રજૂ કર્યું છે.

[૨]

સંવત ૧૯૭૨નો પ્રસંગ.

પ્રસિદ્ધ જૈન મુનિશ્રી ચોથમલજી મહારાજે પાલણપુરમાં ચાતુર્માસ કરેલો. તેમના સર્વગ્રાહી સદુપદેશની સુગંધ ત્યાંના નવાબ સુધી પહોંચી અને તે પણ પૂ. મહારાજશ્રીના વ્યાખ્યાનમાં આવવા લાગ્યા. દિવસો ઉપર દિવસો વીતતા ગયા અને ચાતુર્માસ પૂરો થયો. પૂ. મહારાજશ્રીના વિહારની તૈયારી થઈ.

આ બાજુ નવાબને અંતરમાં એવી ભાવના જાગી હતી કે પૂ. મહારાજશ્રીને કોઈ ઉત્તમ વસ્તુ આપું; અને તેથી એક બહુમૂલ્ય શાલ નવાબે પૂ. મહારાજશ્રીના ચરણોમાં ભેટરૂપે મૂકી. એક જૈન ત્યાગી પુરુષના નાતે પૂ. મહારાજશ્રીએ તે સ્વીકારવાની અશક્તિ જાહેર કરી, ત્યારે નવાબને પોતાના દુર્ભાગ્ય પ્રત્યે દુઃખની લાગણી ઊપજી. નવાબે પૂ. મહારાજશ્રીને કહ્યું, 'શું આપના પ્રવચન-શ્રવણનો બદલો કોઈ રીતે આ સેવક ના વાળી શકે?'

દીર્ઘદ્રષ્ટા મુનિશ્રીએ કહ્યું, 'નવાબ. તમે ભાગ્યશાળી છો કે તમને સત્સંગમાં રુચિ જાગી છે. હવે જો ખરેખર ઉન્નતિ

ચાહો છો તો શિકાર ન કરવો અને દારૂ તથા માંસનો જીવનમાં પ્રયોગ ન કરવો એવો નિશ્ચય કરો.'

વર્તમાનકાળના રાજાઓ માટે અતિ દુષ્કર એવા આ નિયમો પાળવાનો નવાબે ક્ષણભરમાં નિશ્ચય કરી લીધો અને પૂ. મહારાજશ્રી સમક્ષ આજીવન આ વ્યસનોનો ત્યાગ કર્યો.

નવાબે સત્સંગના પ્રભાવથી પોતાના આત્મોન્નતિના નિમિત્તરૂપ કરેલો આ નિશ્ચય ખરેખર પ્રશંસનીય છે અને તેમના આત્મામાં રહેલી સરળતા અને જીવનસુધારણાની ભાવનાનુ તે પ્રતિબિંબ પાડે છે.





# શરીરનું સ્વરૂપ

ભૂમિકા :

જગતના સામાન્ય મનુષ્યો શરીર કોને કહેતા હોય છે? તેઓને મન તો આ જે દેખાય છે તે બે હાથવાળું. બે પગવાળું અને માથું, ગળું, છાતી, પેટ, કેડ ઇત્યાદિ જેના અવયવો છે તે જ આ શરીર છે. વળી, ખાતું પીતું, હસતું-રડતું. નાચતું-કૂદતું, જાડું-પાતળું, ગોરું-કાળું, લાલીવાળું-ફીકાશવાળું, સ્વરૂપવાન-કદરૂપું આદિ અનેક ગુણોને (પ્રકારોને) ભજવાવાળું જે આ હાલતું-ચાલતું પૂતળું તેમના અનુભવમાં આવે છે તેને તેઓ શરીર માને છે. આમ શરીર વિશે લોકોની સામાન્ય માન્યતા છે.

શરીરરચનાના વિજ્ઞાનીઓએ તે શરીરની ઉત્પત્તિનું, વૃદ્ધિ-ક્રમનું અને તેની અંદર રહેલા અવયવોનું વર્ણન પણ કર્યું છે. જેવા કે મોટું મગજ, નાનું મગજ, કરોડરજ્જુ, ફેફસાં, હૃદય, યકૃત, બરોળ, જઠર, આંતરડાં, મૂત્રપિંડ, મૂત્રાશય, સ્નાયુઓ, હાડકાં, મજ્જા, રક્ત, જ્ઞાનતંતુઓ વગેરે. આ શરીરની ઉત્પત્તિ માતાના શોણિત (રુધિર) અને પિતાના વીર્યના સંયોગથી થાય છે. માતાના ઉદરમાં રહેલા ગર્ભની ક્રમશઃ વૃદ્ધિથી ધીમે ધીમે શરીરનાં અનેક અંગ-ઉપાંગો સર્જાય છે. તેની ઉત્પત્તિ દુર્ગંધમય પદાર્થોથી છે, તેને નવ માસ સુધી નિરંતર ગંદા સ્થાનમાં રહેવું પડે છે અને માતાના ઉદરમાંથી જગતમાં જન્મ લેતી વખતે પણ તેને અતિશય દુઃખ ભોગવવું પડે છે. બાળપણનાં અને ઘડપણનાં દુઃખો તો સર્વ-વિદિત છે જ, જ્યારે યૌવનાવસ્થામાં પણ શરીર રોગાદિથી કે ચિંતાઓથી મુક્ત રહે એવો નિયમ નથી. આમ. ઇન્દ્રિયજન્ય જ્ઞાન વડે શરીરના સામાન્ય સ્વરૂપનું નિરૂપણ થયું.

## અતીન્દ્રિય જ્ઞાનથી શરીરનું સ્વરૂપ :

શરીરના જે વિભિન્ન ઘટકોનું વર્ણન ઉપર થયુ તે ઐન્દ્રિક નિમિત્ત જ્ઞાનની અપેક્ષાએ જાણવું; પરમતત્ત્વના જ્ઞાતાઓ પોતાના અતીન્દ્રિય જ્ઞાન દ્વારા તેનું સ્વરૂપ ભિન્નપણે આલેખે છે. તેઓ શરીરને સ્પર્શ, રસ, ગંધ, વર્ણવાળા, સૂક્ષ્મ, રૂપી અને જડ પરમાણુઓના સમૂહરૂપે જુએ અને જાણે છે. પોતાની સત્તાથી તે પોતાને જાણી-જોઈ શકતું નથી, અને તેથી જડ છે. જોકે તે આપણા ચૈતન્યની સાથે એક જગ્યાએ રહેલું છે, છતાં તત્ત્વદૃષ્ટિએ તે જુદું છે કારણ કે બન્નેનાં લક્ષણ જુદાં છે. જેમ ચાંદી અને સોનાના ગોળાને ભઠ્ઠીમાં ગાળીને એકરૂપ બનાવીએ તોપણ તેમાં ચાંદીના પરમાણુ ચાંદીરૂપે છે અને સોનાના પરમાણુ સોનારૂપે છે તેમ દેહ અને આપણે (ચૈતન્યસ્વરૂપી આત્મા) એક જગ્યાએ રહેવા છતાં એકરૂપ થઈ ગયા નથી. સ્વભાવદૃષ્ટિએ જોતાં જુદાં છીએ.

આમ શરીર અને શરીરધારી કથંચિત્ જુદાં છે. શરીર તે એંજિન છે તો આત્મા તે ડ્રાઇવર છે. શરીરમાં રહેલી ચેતનસત્તા શરીરથી જુદી છે, કારણ કે મડદામાં બધું પૂર્વવત્ રહે છે, માત્ર ચેતનસત્તા જ જુદી થઈ જાય છે. શરીરની દરેક ઇન્દ્રિયો પોત-પોતાનુ કાર્ય કરતી જોવામાં આવે છે પણ એક ઇન્દ્રિય બીજી ઇન્દ્રિયનું કામ કરવા અસમર્થ છે. પાંચેય ઇન્દ્રિયો દ્વારા પ્રાપ્ત થયેલા જ્ઞાનનુ પૃથક્કરણ અને અનુશાસન કોણ કરે છે? એ નિર્ણયશક્તિ, વિચારશક્તિ, અભિપ્રાય આપવાની શક્તિ, ન્યાય આપવાની શક્તિ, સંવેદનશક્તિ જેની છે તે શરીરથી જુદી એવી ચેતનશક્તિના ધરનાર આત્માની છે.

જગતના જીવોને દેહ અને આત્મા જુદા ભાસતા નથી કારણ કે જન્મોજન્મના સંસ્કાર દેહાત્મબુદ્ધિના જ છે. પૂર્વદેહ છોડતી વખતે તેમાં જ લક્ષ રહે છે અને નવું શરીર મળ્યે

પણ નવા શરીરમાં જ લક્ષ રહે છે. દેહથી જુદી પોતાની ચેતન-સત્તાના ભાનસહિત જો દેહ છૂટે તો આ ભવમાં પણ દેહથી જુદી આત્મસત્તાની પ્રતીતિ અને લક્ષ થાય. જોકે આત્મા અને દેહ એક જગ્યાએ રહેવાથી (એક ક્ષેત્રાવગાહ સંસાર સંબંધે રહ્યા હોવાથી) એકબીજા સાથે ભળી ગયા હોય તેમ લાગે છે, છતા સૂક્ષ્મ વિચારે જોતાં અને તેમ વર્તતાં તેમના જુદાપણાની સિદ્ધિ આ અણુયુગના જમાનામાં અને આ દેશમાં પણ થઈ શકે છે એમ આગમજ્ઞાનથી અને અનુભવજ્ઞાનથી સિદ્ધ થયેલું જાણીએ છીએ. જેમ દૂધ અને પાણી તથા તલ અને તેલ એકરૂપ દેખાવા છતાં કંદોઈ અને ઘાણીવાળો ક્રમે કરીને તેમને વિશિષ્ટ પ્રક્રિયા વડે જુદા પાડી શકે છે તેમ દેહ અને આત્મા બાબત પણ વિવેકી પુરુષો તેમ કરી શકે છે તેમ જાણો.

મહાજ્ઞાની પુરુષોએ પાંચ પ્રકારનાં શરીરોને પોતાના જ્ઞાનમાં જોયાં છે. રોજબરોજના જીવનમાં આપણને આંખો વડે જે દેખાય છે તેને ઔદારિક શરીર કહે છે. જે અનેક પ્રકારની વિક્રિયાઓ કરી શકે તેવા દેવ અને નરકના જીવોનાં શરીરને વૈક્રિયિક શરીર કહે છે. જે શરીરની ઉત્પત્તિનુ કારણ છે તેને કાર્મણશરીર કહેવાય છે અને જેનાથી શરીરમાં તેજ–કાંતિ પેદા થાય છે તેને તૈજસ શરીર કહેવાય છે. ઋદ્ધિધારી મુનિને એક-હાથપ્રમાણ અપ્રતિહત શુભ્ર શરીર જરૂરત પડે પ્રાપ્ત થાય કે જે દૂર-સુદૂર કેવળજ્ઞાની (દેહસહિત પરમાત્મા) પાસે જઈ શકે, તેને આહારક શરીર કહેવામાં આવે છે.

### દેહભિન્નતાની અનુભૂતિનો અભ્યાસ :

અનાદિકાળથી જગતના લોકોને આ શરીર સાથે એકત્વની પ્રતીતિ છે, એકત્વનો લક્ષ છે અને એકત્વનો અનુભવ છે. હું ગોરો, હું કાળો, હું જાડો, હું પાતળો, મને દુખે છે, મને સારું લાગે છે, મારો વટ પડે છે, મારું સન્માન થયું, મારું

અપમાન થયું એ આદિ પ્રકારે જગતના જીવો શરીરની વિભિન્ન અવસ્થાઓને પોતાપણે શ્રદ્ધે છે, જાણે છે, અનુભવે છે.

હવે સત્સંગના યોગમાં રહીને, સદ્ગુરુગમ દ્વારા, જડ શરીરથી જુદો એવો જાણવા-દેખવાવાળો હું આ આત્મા છું એવો યથાર્થ નિર્ધાર કરીને, ચિત્તશુદ્ધિ સહિત એક સ્થિર આસને બેસવું. શરીરને ઢીલું મૂકી દેવું. હૃદયપ્રદેશમાં, જ્યોતિરૂપે આત્મ-સ્વરૂપની ભાવના કરવી. આમ સ્થિરતાનો અભ્યાસ કરતી વેળાએ શ્વાસોચ્છ્વાસની ગતિ મંદ થશે, અને જો જ્ઞાતા-દ્રષ્ટાભાવ સાથે ચિત્ત લગાડેલું રાખવાનો પ્રયત્ન ઉદ્યમપૂર્વક જારી રાખવામાં આવશે અને સ્થિરતાનો પ્રયોગ ચાલુ રહેશે તો થોડા કાળમાં 'હું આ ચૈતન્યજ્યોતિ છું" એવો ભાવ મટીને 'ચિન્માત્ર-સત્તા'નો અનુભવ થશે. આનંદ આનંદ વ્યાપી જશે. જેનો નશો દશ-પંદર મિનિટથી માંડીને એકાદ કલાક સુધી રહેવા યોગ્ય છે. આ જે વસ્તુનો અનુભવ થયો તે જ આપણું મૂળ સ્વરૂપ છે, જે આ દેહમાં રહેવા છતાં કદાપિ તે રૂપે થઈ જતું નથી. જેમ ઘણો લાંબો કાળ સુવર્ણરજ (ખાણિયું સોનું) પડયું રહે તોપણ સોનું સોનારૂપે જ રહે છે અને માટી માટીરૂપે જ રહે છે તેમ ઘણો કાળ શરીર અને આત્મા એક જગ્યાએ રહે તોપણ બન્ને પોતારૂપે જ રહે છે યથા—

જડભાવે જડ પરિણમે, ચેતન ચેતનભાવ,
કોઈ કોઈ પલટે નહિ, છોડી આપ સ્વભાવ.

### પરમાર્થ દૃષ્ટિએ શરીરનું સ્વરૂપ :

(૧) દેહ અચેતન પ્રેત દરી[૧] રજ રેત ભરી મલ ખેતકી ક્યારી,
વ્યાધિકી પોટ, અરાધિકી ઓટ, ઉપાધિકી જોટ, સમાધિસોં ન્યારી.
રે જીવ દેહ કરે સુખ-હાનિ, ઈતે પર તોહિ તો લાગત પ્યારી,
દેહ તો તોહિ ત્યજેગી નિદાન પૈ, તૂહિ ત્યજે ક્યોં ન દેહકી યારી.

(૨) ખાણ મૂત્રને મળની રોગ જરાનું નિવાસનું ધામ,
કાયા એવી ગણીને માન ત્યજીને કર સાર્થક આમ.

૧. દર, રહેવાનું સ્થાન.

(૩) યદ્યપિ અપાવન[2] દેહ યહ સપ્તધાતુમય હોત,
તદપિ ભવોદધિ તરનકો[3] હૈ યહ ઉત્તમ પોત[4]

(૪) વાત પિત્ત કફ મૂત્ર વીટ, ચર્મ રોગ નખ અંત,
કહે પ્રીતમ તામેં ખપ્યો, મૂરખ જડમતિ જંત.
જબ લગ અંદર આતમા, તબ લગ દેહ અમૂલ,
કહે પ્રીતમ ચેતન ચલ્યા, કરમાયા તન ફૂલ.

(૫) આ જગતમાં જન્મમરણાદિ સર્વ દુઃખો આત્માને શરીરનો સંયોગ થવાથી જ સહન કરવાં પડે છે. જેઓ આ શરીરથી ખરેખર નિવૃત્ત થઈ જાય છે (મુક્ત થઈ જાય છે) તેમને પછી આવા દુઃખો સહન કરવાં પડતાં નથી.

(૬) અસ્થિ-ચરમમય દેહ મમ, તામેં જૈસી પ્રીતિ,
હોતી જો શ્રીરામમેં, તો હોતી નહિ ભવભીતિ.

(૭) જન્મ, જરા, મરણાદિ ભયંકર વનચરોથી વ્યાપ્ત આ અગાધ ભવરૂપી વનમાં હે જીવ! તેં આ શરીરના સંયોગથી અનેક ખતરનાક પાપકાર્યો કર્યાં છે. હવે કાંઈક એવું ઉત્તમ (મોક્ષસાધનારૂપી) કાર્ય કર કે જેથી સ્વપ્નમાં પણ એ દુષ્ટનો (દુઃખદાયક શરીરનો) તને ફરીથી સમાગમ ન થાય.



૨. અપવિત્ર. ૩. સંસારસાગર તરવા માટે. ૪. જહાજ, હોડી.



# નિવૃત્તિનો ઉપયોગીતા

**ભૂમિકા :**

જો જગતનાં વ્યવહારકાર્યોમાં સમય અને શક્તિ કામે લગાવવાં જરૂરી છે, તો મોક્ષરૂપી કાર્ય કરવામાં પણ સમય અને શક્તિને કામે લગાવવાં જરૂરી છે. આ ન્યાયને અનુસરીને જ્યારે બહારનાં કાર્યો કરવામાં વપરાતી શક્તિને અંતર્મુખ દિશા તરફ લઈ જઈએ ત્યારે સ્વાભાવિક રીતે જ જગતનાં કાર્યો આપણા વડે થતાં ઓછાં થઈ જાય છે અથવા અટકી જાય છે, અને આત્મ-શુદ્ધિરૂપ મોક્ષકાર્ય ચાલુ થઈ જાય છે. સાધકના જીવનમાં આવી બિના બનવાથી જ્યારે તે આત્મસાધનાના પુરુષાર્થમાં લાગે છે ત્યારે તે નિવૃત્તિમાર્ગ તરફ જઈ રહ્યો છે એમ લોકો કહે છે.

**અનાસક્તિ અને આત્મદૃષ્ટિ :**

નિવૃત્તિ એટલે સામાન્ય અર્થમાં સ્વાર્થમય કાર્યોમાં પોતાનાં તન, મન, વચન અને ધન ન લગાવવાં તે. જે સત્કાર્યો આત્મ-લક્ષે થાય તે પણ ક્રમે કરીને પરમ સમાધિરૂપ નિવૃત્તિ તરફ લઈ જતાં હોવાથી નિવૃત્તિરૂપ જ છે, પણ સાધના દરમ્યાન આપણે નિરંતર વિવેકપૂર્વક વિચારવું કે શું હું 'ખરેખર અનાસક્તિ-પૂર્વક' વર્તી રહ્યો છું ? અનુભવી સદ્ગુરુના માર્ગદર્શન વગર 'પ્રવૃત્તિમાર્ગ', 'નિવૃત્તિમાર્ગ' અને 'પરમનૈષ્કર્મ્યમાર્ગ'નો પાર પામવો દુર્લભ છે.

જેમ જેમ મોક્ષમાર્ગનું યથાર્થ અવલંબન વધતું જાય તેમ તેમ સ્વાર્થત્યાગ વધતો જાય છે, 'હુંપણું', 'મારાપણું' ઘટતું જાય છે અને જીવનની દરેક પ્રવૃત્તિ સાહજિક અને વિકાસલક્ષી થતી જઈને આત્મશુદ્ધિની વૃદ્ધિનો જ હેતુ બનતી જાય છે. આ

પ્રમાણે આગળ વધતાં, આત્મવિકાસની અનેક શ્રેણીઓને પસાર કરીને સાધક 'સ્વરૂપવિશ્રાંતિરૂપ' પરમ ઉત્કૃષ્ટ દશાને પામે છે. જ્યાં સર્વ રાગ, દ્વેષ અને અજ્ઞાનનો અંત અને પૂર્ણજ્ઞાન અને પૂર્ણ આનંદનો શાશ્વત અનુભવ રહી જાય છે.

## નિવૃત્તિમાર્ગની આરાધના :

ધર્મની આરાધનાની પ્રાથમિક અને મધ્યમ ભૂમિકાઓમાં **તત્ત્વનો અભ્યાસ અને સદ્ગુણોનું સંપાદન** મુખ્ય છે. આ બન્ને ધ્યેયને પહોંચી વળવા માટે જરૂરી છે કે ન તો આપણે ખોટી વાતોમાં પોતાનો સમય વીતાવવો જોઈએ કે ન તો આપણે દુર્ગુણોના સેવનમાં જોડાવું જોઈ એ. આમ. આ ઇષ્ટ ધ્યેયની સિદ્ધિ સ્વાર્થમૂલક પ્રવૃત્તિને ઘટાડયા વિના થઈ શકતી નથી. અમુક નિયમપૂર્વકની સત્સંગની-સ્વાધ્યાયની, ગુણસંપાદનની કે પ્રભુ-ભક્તિની આરાધના કરવા માટે દુકાનનો, ઓફિસનો, બેંકનો, દવાખાનાનો, મિલનો, શાળા-કૉલેજનો, બજાર-ખરીદીનો, કુટુંબ-વ્યવસ્થાનો કે મનોરંજનનો સમય ઘટાડવો પડશે. આ પ્રમાણે ફાજલ પાડેલા સમયને આરાધનામા લગાડવો પડશે. સામાન્ય રીતે, આ પદ્ધતિને અપનાવવાથી દુન્યવી કાર્યોમાંથી નિવૃત્તિ અને આત્મસાધનોમાં પ્રવૃત્તિ થાય છે અને તેને જ 'નિવૃત્તિમાર્ગ'ની આરાધના કહેવામાં આવે છે. આ કાર્યની સિદ્ધિ માટે પ્રથમ. શનિ-રવિ દરમ્યાન સત્સંગ-સ્વાધ્યાયમાં લાગવું જોઈએ. ત્યાર પછી વર્ષમાં બે વખત તીર્થયાત્રા નિમિત્તે બહાર નીકળવુ જોઈએ. ત્યાર પછી દર મહિને ચાર-છ દિવસની નિવૃત્તિ લઈ સત્સંગના યોગમા આરાધના કરવી જોઈએ. અને જેમ જેમ યોગ્યતા વધે તેમ તેમ સાધનાનો સમય વધારી આખરે પૂર્ણ નિવૃત્તિમય સાધક-દશા (Stage of Full time Sadhana) પ્રગટ કરવી જોઈએ આ જાણે સામાન્યતઃ નિવૃત્તિમાર્ગની સાધનાનો ક્રમ કહ્યો.

આગલા ભવોની સાધનાના બળ અને અનુસંધાનથી યુવા-

વયમાં જ પરમ વૈરાગ્યની પ્રાપ્તિ કરી આત્માનુભવી સદ્ગુરુના સાંનિધ્યને સ્વીકારી ખરેખર મોક્ષની આરાધનામાં સંપૂર્ણપણે લાગી જનાર વિરલ અને વિશિષ્ટ પુરુષો આ કાળે મહાનસાધકો તરીકે શોભે છે.

આરંભ અને પરિગ્રહમાં લાગ્યા રહેવાથી અમુક અંશે હિંસા અને મૂર્છાભાવ થયા વિના રહેતા નથી અને આ બન્ને જ્યાં હોય ત્યાં વિશિષ્ટ ધર્મસાધના બની શકતી નથી. માટે જેમ જેમ આરંભ-પરિગ્રહ ઓછા થાય તેમ તેમ નિવૃત્તિનો વધારે ને વધારે સમય આપણને પ્રાપ્ત થઈ શકે છે અને જેમ-જેમ નિવૃત્તિમાર્ગ તરફ વળતા જઈએ તેમતેમ આરંભ (નવાં નવાં કામો કરવાની જવાબદારી લઈ તે કાર્યોમાં પ્રવૃત્ત થવું) અને પરિગ્રહ (જગતની વસ્તુઓમાં મોટાપણાની માન્યતાથી મૂર્છિત થઈ જવું) ઓછા થતા જાય છે. આ પ્રમાણે, સત્સંગ-આરાધના વગેરેમાં જેટલા જેટલા આગળ વધાય તેટલા તેટલા પ્રમાણમાં શાંત ભાવની પ્રાપ્તિ થઈ શકે છે. શાંત ભાવસહિત સંકલ્પ-વિકલ્પોની ઉપશાંતતા અને તત્ત્વનું પરિશીલન જેટલા પ્રમાણમાં વધતું જાય તેટલા પ્રમાણમાં ચિત્તશુદ્ધિ અને ચિત્તસ્થિરતા વધતાં જાય છે અને સાધકને ધ્યાન દરમ્યાન આગળ આગળની દશા પ્રાપ્ત થઈ આત્માનંદની ઉત્તરોત્તર ઊર્ધ્વશ્રેણી પ્રાપ્ત થાય છે. આખરે તે ઉત્તમ સમાધિની પ્રાપ્તિ કરી, સર્વ કર્મનો ક્ષય કરીને પૂર્ણ પદને પામે છે.

### નિવૃત્તિમાર્ગનો મહિમા :

(૧) હાથી સ્નાન કરીને ફરી પાછો કાદવમાં રમે તો તેનું સ્નાન સફળ નથી; તેમ ધર્મઆરાધના કરી ફરી ફરી પ્રપંચમાં પડવું તે પણ સફળ નથી.

(૨) ગૃહસ્થ એકાંતે (સર્વથા) ધર્મસાધન કરવા ઇચ્છે તો તે તેમ કરી શકે નહિ.

(૩) કોઈ વાર ધર્મમાર્ગમાં અને કોઈ વાર અધર્મમાર્ગમાં એમ પ્રવર્તતો ગૃહસ્થ સર્વથા આત્મશુદ્ધિ કેમ પામે? એમ જાણીને સમર્થ મહાત્માઓએ મન-વચન-કાયાથી તે ગૃહાશ્રમનો ત્યાગ કર્યો.

(૪) જેમ કાજળની કોટડીમાં ગમે તેવો બુદ્ધિમાન પ્રવેશ કરે તોપણ તે લેપાય છે, તેમ દુનિયાનાં કાર્યો કરનારા ગમે તેવા સાવધાન પુરુષને પણ અલ્પ લેપ લાગ્યા વિના રહેતો નથી.

(૫) જગતનું કોઈ મહાન કાર્ય કરવામાં પણ કુટુંબાદિની મમતા અને અન્ય સગવડોને ગૌણ કરી દેવી પડે છે, તો ઉત્તમ એવા મોક્ષરૂપી કાર્ય માટે શું એકાંત સાધનાની જરૂર નથી?

(૬) અનંત સૌખ્ય નામ દુઃખ ત્યાં રહી ન મિત્રતા!
અનંત દુઃખ નામ સૌખ્ય પ્રેમ ત્યાં, વિચિત્રતા!!
ઉઘાડ ન્યાય નેત્ર ને નિહાળ રે! નિહાળ તું,
નિવૃત્તિ શીઘ્રમેવ ધારી તે પ્રવૃત્તિ બાળ તું.

(૭) જો જીવને આરંભ પરિગ્રહનુ પ્રવર્તન વિશેષ રહેતું હોય તો વૈરાગ્ય અને ઉપશમ હોય તો તે પણ ચાલ્યા જવા સંભવે છે, કેમ કે આરંભ પરિગ્રહ તે અવૈરાગ્ય અને અનુપશમનાં મૂળ છે, વૈરાગ્ય અને ઉપશમના કાળ છે....જ્યાં વૈરાગ્ય અને ઉપશમ બળવાન છે, ત્યાં વિવેક બળવાનપણે હોય છે. વૈરાગ્ય-ઉપશમ બળવાન ન હોય ત્યાં વિવેક બળવાન હોય નહીં. અથવા યથાવત્ વિવેક હોય નહીં.

## નિવૃત્તિની ઉપયોગિતા : જીવંત દૃષ્ટાંતો

### [૧]

આ યુગના પ્રથમ પંક્તિના તત્ત્વજ્ઞાની શ્રીમદ્ રાજચન્દ્રજીને ત્રેવીસ વર્ષની ઉંમરે શુદ્ધ આત્મજ્ઞાનની પ્રાપ્તિ થઈ હતી. આ સમય દરમ્યાન તેઓ મુંબઈમાં ઝવેરાતનો વ્યાપાર પણ કરતા હતા. જેમ જેમ સાધના આગળ વધતી ગઈ તેમ તેમ તેઓને

સ્પષ્ટ જણાવા લાગ્યુ કે વિશેષ આત્મોન્નતિ માટે નિવૃત્ત જીવન વધારે ઉપકારી છે.

ત્યાર પછીનાં વર્ષોમાં શ્રીમદ્ રાજચન્દ્રજી એકાંતવાસ માટે વારંવાર મુંબઈથી બહાર નીકળી જઈ ઈડરના પહાડો, ઉત્તર-સંડાનાં જંગલો કે વસો, કાવિઠા વગેરે ચરોતરના એકાંત પ્રદેશોમાં જતા. આવાં સ્થળોમાં પંદર દિવસ કે માસ બે માસ સુધી રોકાઈને શાસ્ત્રાધ્યયન, આત્મચિંતન અને ધર્મવાર્તામાં પોતાનો કાળ નિર્ગમન કરતા અને આમ પ્રગાઢપણે આત્મસાધના કરતા.

પોતાના ઉપદેશમાં પણ તેઓ સત્સંગની સાધના અને આરંભ-પરિગ્રહની નિવૃત્તિ ઉપર ખાસ ભાર આપતા અને મુમુક્ષુઓને એકાંત, શાંત સ્થળોમાં રહી આત્મસાધન કરવાની પ્રેરણા કરતા.

[૨]

પૌર્વાત્ય અને પાશ્ચાત્ય સંસ્કૃતિના સંગમરૂપ એવા ઈરાન દેશની, થોડી સદીઓ પહેલાંની આ વાત છે. એક વખત તે દેશમાં ભારે દુકાળ પડયો. સામાન્ય અને મધ્યમ વર્ગના માણસો પાસે ખાવાનું કાંઈ સાધન બચ્યુ નહીં. ભૂખ્યા લોકોએ ચોરી, લૂંટ અને ધાડ પાડવાના ધંધા ચાલુ કરી દીધા.

આ સમયે ત્યાંના એક શાહ સોદાગર પર પણ ગરીબ લોકોની દૃષ્ટિ પડેલી પરંતુ નસીબનો બળિયો તેથી હજુ લૂંટાયો નહોતો. કંઈક વિચક્ષણ હતો તેથી આખરે તે એવા નિર્ણય પર આવ્યો કે આ બધી ચિંતાનું કારણ આ સંપત્તિ અને વૈભવ જ છે. આમ વિચારી તેણે પોતાની સંપત્તિ દીન-દુઃખીઓને આપી દીધી અને થોડી કુટુંબીજનોને આપીને પોતે ફકીર બની ગયો. આમ કરવાથી તેને કંઈક હળવાશનો અનુભવ થયો. હવે ન રહી ચિંતા કે ન રહ્યો ભય. ભૂખ લાગે ત્યારે ભિક્ષા માગી

લાવે અને મનમાં રાજી થાય, 'ફિકરકા ફાકા કર્યો તાકા નામ ફકીર.'

એક વાર તે સમયના પ્રસિદ્ધ સંત આઝર કૈવાન તે ગામમાં આવી ચડ્યા. સંતે આ ફકીરને પૂછ્યું: 'કેમ, આનંદમાં છો ને?' ફકીરે કહ્યું, 'હવે તો બધું ત્યાગી દીધું છે, ફકીરીથી ગુજરાન ચલાવું છું અને સુખની નિંદર લઉં છું.' સંતે તુરત જ ટકોર કરી, 'નિયમિતપણે બંદગી અને અભ્યાસ કરો છો કે નહીં? ફાજલ સમયમાં લોકોને વ્યસનરહિત બનાવી પરોપકારમાં અને કલ્યાણનાં કાર્યોમાં માર્ગદર્શન આપો છો કે નહીં? જે સમાજ આપણને પોષે છે તેના પ્રત્યે આપણું ઋણ ન ચડી જાય તે ખાસ જોવાનું છે.'

ફકીરના જીવનની આવી મહાન જવાબદારી હોય છે, જેમાં પોતાનું અને સમાજનું કલ્યાણ સતત જાગ્રત રહીને કરવાનું હોય છે એવો સંતનો ઉપદેશ સાંભળી ફકીર તેમના ચરણમાં પડી ગયો. હવે તે સાચો ફકીર બન્યો હતો.






# ગૃહસ્થની સાધના

**ભૂમિકા :**

આત્મસાધના કરવા માટે જ્ઞાનીઓએ બે પદ્ધતિઓનો આવિષ્કાર કર્યો છે. એક ગૃહસ્થની મર્યાદામાં રહીને અને બીજી સાધુધર્મની મર્યાદામાં રહીને. આ બેમાંથી ગમે તે પ્રકારે સાધના કરવામાં આવે પરંતુ એટલુ તો નિશ્ચિત છે કે યથાર્થ સમજણ અને સમીચીન દૃષ્ટિની બન્નેમાં જરૂર છે. જો સત્યાર્થ અને જાગ્રત દૃષ્ટિ હશે તો ગૃહસ્થ સાધના-માર્ગમાં સામાન્ય સાધુ કરતાં પણ આગળ વધી જશે. પરંતુ જે સાધુને સત્યાર્થ અને જાગ્રત દૃષ્ટિ પ્રાપ્ત થઈ હશે તે તો અવશ્ય બધા ગૃહસ્થો કરતાં આગળ વધી જશે, કારણ કે તે પોતાની સંપૂર્ણ શક્તિ અને બધો સમય તે આરાધનામાં લગાવી શકશે. ગૃહસ્થોના આચાર સંબંધીનું વિવરણ પૂર્વાચાર્યોએ (શ્રાવકાચારાદિ શાસ્ત્રોમાં) અતિ વિસ્તારપૂર્વક કરેલું છે. અત્રે તો માત્ર સંક્ષેપમાં વિધેયાત્મક દૃષ્ટિની મુખ્યતાથી પ્રાયોગિક ધોરણે કરીએ છીએ.

**ગૃહસ્થનો આરાધનાક્રમ :**

ટેબલને જેમ ચાર પાયા હોય છે તેમ સત્સંગ, ભક્તિ, દાન અને સ્વાધ્યાય—આ ચાર ગૃહસ્થની આરાધનાના મુખ્ય પાયા છે. ધર્મની આરાધનાનાં આ ચાર મુખ્ય અંગોને લક્ષમાં રાખીને જેણે આત્મત્વપ્રાપ્તિનો દૃઢ નિર્ધાર કર્યો છે તેવો, અથવા આત્મત્વની પ્રાપ્તિ થઈ ગઈ છે જેને તેવો ગૃહસ્થ કલ્યાણના માર્ગની વિશેષ આરાધના કરવા પોતાના જીવનને આવા ઢાંચામાં ઢાળવાનો અભ્યાસ કરે.

**(૧) સત્સંગ :** સામાન્ય માનવીને ધર્મમય જીવન જીવવાથી

જ સત્ય સુખની પ્રાપ્તિ થશે તેવું મનમાં દૃઢ થવું જરૂરી છે અને આવી જાગૃતિ લાવવા માટે તથા તે જાગૃતિને પોષીને વર્ધમાન કરવા માટે સાધકે અવશ્ય સત્સંગની પ્રાપ્તિનો દૃઢ પુરુષાર્થ કરવો જોઈએ. પોતાનાં ગામ કે શહેરમાં કોઈ સંત-મહાત્મા કે વિદ્વાન પુરુષ મોક્ષસંબંધી તત્ત્વની ધર્મવાર્તા કહેતા હોય તો રવિવારે કે અઠવાડિયામાં બે વાર કે દરરોજ તેમનો સત્સંગ કરવો જોઈએ. વ્યાખ્યાનની નોટ્સ (નોંધ) લખવી જોઈએ અને બની શકે તો તેમને સુધારવા આપવી અથવા વાંચી જવી જોઈએ, જેથી લખવામાં કોઈ ભૂલચૂક થઈ હોય તો તેઓ સુધરાવી શકે. જો પોતાના ગામમાં સત્સંગનો યોગ ન હોય તો કોઈ તીર્થસ્થાન, આશ્રમ કે પરમાર્થ સંસ્થામાં સત્સંગનો લાભ લેવા વર્ષમાં એક કે બે વાર જવું જોઈએ. આમ કરતાં થોડું ખર્ચ થાય, આવકમાં ખોટ આવે કે શારીરિક અગવડ વેઠવી પડે તો પણ અવશ્ય તેમ કરવું જ જોઈએ. કોઈ કોઈ વખત ઘનિષ્ઠ સત્સંગના કાર્યક્રમની યોજના, શિબિર આદિ દ્વારા થઈ હોય તો ચાર-પાંચ દિવસ તેમાં જોડાઈને સાધકજીવનના સર્વતોમુખી ક્રમનો પરિચય કરવો, અભ્યાસ કરવો અને વિશેષપણે આત્મબળ વધારવું.

સત્સંગ તે ગૃહસ્થ માટે આત્મકલ્યાણનું સર્વોપરી અને અદ્વિતીય સાધન જાણીએ છીએ.

(૨) ભક્તિ : વિનયગુણની આરાધના માટે, સર્વતોમુખી પાત્રતા વધવા માટે અને સદ્ગુણોને ઓળખીને સદ્ગુણો ગ્રહણ કરવા માટે પરમાત્માની તથા સદ્ગુરુની ભક્તિ આવશ્યક છે. ભક્તિક્રમની આરાધના કર્યા વિના કોઈ સાધક મોક્ષમાર્ગમા આગળ વધી શકતો નથી. પુષ્ટ અવલંબનથી ચિત્તની વિશુદ્ધિ

ત્વરાથી થઈ શકે છે તેથી ભક્તિની આરાધના સર્વે મહાત્માઓએ ઉપાસી છે, પ્રશંસી છે અને ઉપદેશી છે.

પરમાત્મા કે સંતોનાં જીવનચરિત્રો પ્રેમથી સાંભળવાં કે અંતરના સાચા ભાવથી કહેવાં એને શ્રવણ અને કીર્તનરૂપ ભક્તિ કહે છે. ધર્મસ્થાનકોમાં જઈ પ્રભુની સમક્ષ તેમની સ્તુતિથી તેમના ગુણાનુવાદ કરવા અથવા સ્નાનાદિથી શુદ્ધ થઈ ભગવાનની ફળ, ફૂલ કે અન્ય શુદ્ધ દ્રવ્યથી ભાવપૂર્વક પૂજા કરવી અને એ રીતે તેમના શુદ્ધ સચ્ચિદાનંદ શાંત, સમાધિપૂર્ણ સ્વરૂપનું વારંવાર સ્મરણ, ચિંતવન, બહુમાન કરવું, વંદના કરવી તે પૂજા, સ્મરણ કે ચિંતનાદિરૂપ ભક્તિના પ્રકારો છે. આનાથી આગળ પોતાના પ્રભુ કે સદ્‌ગુરુના અચિંત્ય માહાત્મ્યવાળા ગુણો જોઈને અને ખરેખર ઓળખીને પોતાનું સમસ્ત વ્યક્તિત્વ તેમને ચરણે ધરી દેવું અને પરિણામે તેમની સાથે એકત્વનો અનુભવ કરવો તે અનન્ય અથવા પરાભક્તિ કહેવાય છે. ભક્તિનો આ પ્રકાર ક્રમિક આરાધના દ્વારા મહાન નિષ્ઠાવાન ભક્તને જ પ્રાપ્ત થઈ શકે છે, જેને પામવાથી ભક્તનું જીવન ધન્ય ધન્ય બની જાય છે.

**(૩) દાન :** દાનમાં જે ગૃહસ્થ પ્રવર્તે નહીં તેને ધર્મ થાય જ નહીં, કારણ કે ગૃહસ્થધર્મના મૂળ પાયા તરીકે જ પૂર્વાચાર્યોએ દાનધર્મને સ્વીકાર્યો છે.

પોતાના આત્મામાંથી લોભવૃત્તિ ઘટાવવી, એટલે કે તેટલા પ્રમાણમાં આત્મજ્ઞાનપ્રાપ્તિની પાત્રતા વધારવી અને બીજા સાધકોને સાધનામાર્ગમાં આવશ્યક એવી વિધવિધ સામગ્રી પ્રાપ્ત થાય તેવી વ્યવસ્થા કરવી તે દાનપ્રવૃત્તિનું મુખ્ય પ્રયોજન છે. આ લોક કે પરલોકમાં કોઈ પણ પ્રકારના ફળની પ્રાપ્તિની આકાંક્ષા વિના દાનમાં પ્રવર્તવાનું છે. આત્મકલ્યાણના લક્ષ સહિત જેટલા પ્રમાણમાં નિઃકાંક્ષિતપણું હશે તેટલા પ્રમાણમાં તે દાન વડે સ્વ-પર કલ્યાણની વૃદ્ધિ થતી જશે. અને આવા દાન વડે જ

પરંપરાએ મોક્ષની પ્રાપ્તિનું વિધાન પૂર્વાચાર્યોએ શાસ્ત્રોમાં પ્રકાશ્યું છે.

ઉત્તમ પાત્રોને દાન દેવાથી, યોગ્ય વિધિપૂર્વક દાન કરવાથી અને શુદ્ધ, સાત્ત્વિક તથા યોગ્ય વસ્તુઓનું દાન આપવાથી દાતારના ભાવને અનુરૂપ ઉત્તરોત્તર વિશેષ ફળની પ્રાપ્તિ કહી છે. માટે વિવેકી ગૃહસ્થોએ ખૂબ સાવધાનીથી અને સમીચીનતાથી દાનધર્મમાં પ્રવૃત્તિ કરવી યોગ્ય છે. વર્તમાનમાં તો સાધુઓ કે ગુરુમહારાજ જેમ કહે તેમ માત્ર સંપ્રદાયબુદ્ધિથી કે કીર્તિની લાલસાથી પ્રાયે દાનપ્રવૃત્તિ હોય છે, પણ તે દાન તો રૂઢિગત દાન છે, દાનધર્મ તો તેથી વિશેષ અને ઉચ્ચ કક્ષાની સાધના છે.

જોકે દાનની સામાન્ય પ્રવૃત્તિ તો સમાજમાં જોવામાં આવે જ છે, પરંતુ વિશેષ પ્રજ્ઞાવાન પુરુષોએ દાનપ્રવાહ તેવી રીતે વહેવડાવવો જોઈએ કે જેથી સાધકોને એકાંત સાધનાની સુવિધા પ્રાપ્ત થાય અને પૂર્વાચાર્યોએ પ્રણીત કરેલો બોધિ-સમાધિનો માર્ગ દીર્ઘકાળ સુધી સાધકોના જીવનપથને અજવાળતો રહે અને સત્શ્રુતની અવિચ્છિન્નપણે પ્રભાવના થતી રહે.

(૪) **સ્વાધ્યાય :** આત્મસ્વરૂપનો અભ્યાસ કરવાના હેતુથી ચિત્તની શુદ્ધિ અને એકાગ્રતા સાધવા માટે સત્શાસ્ત્રોનું જે વાચન, સ્મરણ, અનુપ્રેક્ષણ, પારાયણ, પૃચ્છના કે ઉપદેશ કરવામાં આવે તે સર્વ પ્રકાર સ્વાધ્યાયના જાણવા. આત્મા-અનાત્માનો વિવેક કે જડ-ચેતનના ભિન્નપણાનુ યથાર્થ જ્ઞાન સ્વાધ્યાયની સાધના વિના બની શકતું નથી; અને જ્યાં સુધી આત્માના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન ન થાય ત્યાં સુધી સાચી શ્રદ્ધા કે ચારિત્ર પ્રગટે નહીં. માટે નિયમપૂર્વકના અને પદ્ધતિસરના સ્વાધ્યાયની સાધના સાધક માટે અનિવાર્ય બની જાય છે.

સ્વાધ્યાયની સિદ્ધિ માટે જોકે સાધકની અંતરંગ જિજ્ઞાસા મુખ્ય કારણ છે, છતાં સદ્દગુરુના સાંનિધ્યમાં કરેલો સ્વાધ્યાય

ત્વરિત, આનંદદાયક અને ધારેલું ફળ આપે છે; તેથી સંભવ હોય ત્યાં સત્સંગના યોગે સ્વાધ્યાય કરવો. જ્યાં આવો ઉત્તમ યોગ ન બની શકે ત્યાં આત્મશુદ્ધિ કાજે પદાર્થનો નિર્ણય કરવા, વિનયભાવ સહિત, સુપાત્ર સાધકે સત્શાસ્ત્રોનું અવલંબન લેવું યોગ્ય છે. કહ્યું છે—

> 'આત્માદિ અસ્તિત્વનાં જેહ નિરૂપક શાસ્ત્ર,
> પ્રત્યક્ષ સદ્‌ગુરુ યોગ નહિ ત્યાં આધાર સુપાત્ર,
> અથવા સદ્‌ગુરુએ કહ્યાં જે અવગાહન કાજ,
> તે તે નિત્ય વિચારવાં કરી મતાંતર ત્યાજ.'

સ્વાધ્યાયની સાધનામાં નીચેના મુદ્દાઓ લક્ષમાં રાખવાથી ઘણો લાભ થવા યોગ્ય છે :

(૧) દરરોજ નિયમિત સ્વાધ્યાય કરવો.

(૨) સર્વતોમુખી બોધ પ્રાપ્ત થાય તેવી રીતે શાસ્ત્રોનો સ્વાધ્યાય કરવો. એક બાજુ સંસાર પ્રત્યેથી વૈરાગ્યાદિ જાગે તેવો, તો બીજી બાજુ આત્માદિ તત્ત્વોનો નિર્ણય કરાવે તેવો બોધ પ્રાપ્ત કરવો. આમ જો એક સાથે જ્ઞાનવૈરાગ્યની વૃદ્ધિ થાય તો જ સ્વાધ્યાયનું પારમાર્થિક ફળ એવું જે નિર્મળ આત્મજ્ઞાન અને આત્મસમાધિ પ્રગટે.

(૩) ઉત્તમ વચનો પોતાની નોટમાં લખી લેવાં.

(૪) વધારે ઉપયોગી અને પ્રેરક વચનો બીજી નાની ડાયરીમાં નોંધવાં અને કંઠસ્થ કરવાં.

(૫) પ્રયોજનભૂત તત્ત્વોનું વાચન વિશેષપણે કરવું.

(૬) પંડિતાઈ નહીં પણ તત્ત્વનિર્ણય, ઉપશમ-વૈરાગ્ય અને અંતર્મુખતાની સિદ્ધિનો લક્ષ રાખવો.

(૭) શાસ્ત્રો પ્રત્યે અને શાસ્ત્રકર્તા ગુર્વાદિક પ્રત્યે પરમ વિનયપૂર્વક અહોભાવ લાવી વર્તવું.

(૮) સ્વાધ્યાય વડે નિશ્ચય કરેલાં તત્ત્વોનું અનુસંધાન દિવસરાત દરમ્યાન અને તેટલા વધુ સમય સુધી કર્યા જ કરવું.

(૯) આળસ, ઊંઘ, અતિ આહાર, બીજી નકામી વાતો અને અન્ય પ્રતિબંધોનો બળપૂર્વક પ્રતિકાર કરીને સ્વાધ્યાયરૂપી તપમાં પ્રવર્તવું.

(૧૦) વ્યક્તિગત સ્વાધ્યાય કરતાં પરિણામ શાંત અને અંતર્મુખ થાય તો ધ્યાનની સાધનામાં લાગી જવું.

**ગૃહસ્થની સાધનાની અગત્ય અને મર્યાદા:**

(૧) गृहस्त्वेव हि धर्माणा सर्वेपाम् मूलमुच्यते।

બધા આશ્રમોની સાધનાનું મૂળ ગૃહસ્થાશ્રમ છે.

(૨) જેને ઘેર આ દિવસ ક્લેશ વગરનો, સ્વચ્છતાથી, શૌચતાથી, સંપથી, સંતોષથી, સૌમ્યતાથી. સ્નેહથી, સભ્યતાથી, સુખથી જશે, તેને ઘેર પવિત્રતાનો વાસ છે.

(૩) સાચું ઘર તે જ છે જે મુનિઓના પધારવાથી પવિત્ર થયુ છે; તે વિના તો તે ઘર નિર્જન વન જેવું જ છે.

(૪) જ્યાં ભગવાનની ભક્તિ – આરાધના થતી હોય. ગુરુજનોનો આદર-સત્કાર થતો હોય. આત્માથી-સાધકો પ્રત્યે સાચો પ્રેમપૂર્ણ વ્યવહાર હોય, તત્ત્વોનો અભ્યાસ થતો હોય, પોતે લીધેલા વ્રત-નિયમમાં પ્રીતિ હોય અને ધર્મ તથા તત્ત્વની નિર્મળ શ્રદ્ધા હોય – આ બધુ જ્યાં હોય તે બુદ્ધિમાન પુરુષોનો ગૃહસ્થાશ્રમ કહેવાય છે. તેથી વિપરીત તો માત્ર દુઃખ દેવાવાળી (ઘરરૂપી) જેલ છે એમ જાણો.

(૫) ભગવાનની પૂજા, સાધુ-સંતોની ભક્તિ, સ્વાધ્યાય, સંયમભાવના, તપશ્ચરણ અને દાન –– આ છ ગૃહસ્થનાં દૈનિક કર્મો છે.

(૬) તું ગમે તે ધંધાથી હો, પરંતુ આજીવિકાર્થે અન્યાય-સંપન્ન દ્રવ્ય ઉપાર્જન કરીશ નહીં.

(૭) આહાર, વિહાર, નિહાર (મળમૂત્રાદિનો ત્યાગ) સંબંધી નિયમિતતા અને સપ્રમાણતાને જાળવજે.

(૮) મહારંભી હિંસાયુક્ત વ્યાપારમાં આજે તારે પડવું પડતું હોય તો અટકજે.

(૯) ગૃહસ્થ એકાંતે ધર્મસાધન કરવા ઇચ્છે તો તે તેમ કરી શકે નહીં.

(૧૦) સેંકડે ઊપજે શૂર, હજારે પામે વિદ્વત્તા,
લાખોમાં વક્તા કોઈક, દાતા થાય કે થાય ના.'

## ગૃહસ્થની સાધના : જીવંત દૃષ્ટાંતો

[૧]

વર્તમાન સદીની શરૂઆતનો કાળ.

આ જમાનામાં હજુ હિંદી ભાષાના પ્રચાર માટે નહિવત્ પ્રયત્નો થયેલા અને અંગ્રેજીની અને ઉર્દૂની બોલબાલા વધારે હતી. અંગ્રેજી સાહિત્યની સમૃદ્ધિ જોઈ વિચારક સાહિત્યકારોને હિંદી ભાષાનું સાહિત્ય સમૃદ્ધિ પામે તેવી નિરંતર ભાવના રહ્યા કરતી.

આ સમય દરમ્યાન મધ્ય પ્રદેશમાં જન્મેલો અને શિક્ષક તરીકે કામ કરતો એક યુવાન મુંબઈમાં એક પત્રના સંપાદક તરીકે આવ્યો. તેના અંતરમાં સમાજસેવા, સાહિત્યસેવા અને ધર્મસેવાની લગન હતી. અહીં પોતાના પત્રના સંપાદનકાર્યને તેણે ખૂબ ઉત્સાહ, ધીરજ અને શ્રમથી ઉપાડી લીધું અને સાદગી, સ્વાધ્યાયશીલતા, સંતોષ તથા ઉત્કટ સાહિત્યપ્રેમને લીધે થોડા કાળમાં સાહિત્યક્ષેત્રે વિશિષ્ટ સ્થાન સંપાદન કર્યું.

અહીં પં. પન્નાલાલજી બાકલીવાલ નામના મહાન જૈન સાહિત્યસેવીના અંગત પરિચયની આ યુવાન પર ખૂબ અસર થઈ અને હિંદી, ગુજરાતી, મરાઠી અને સંસ્કૃત ભાષાઓનાં

વિશાળ સાહિત્યના અભ્યાસ સાથે ઈ. સ. ૧૯૧૨ના સપ્ટેમ્બરની ૨૪મી તારીખે તેણે 'હિંદી-ગ્રંથ-રત્નાકર-કાર્યાલય'ની સ્થાપના કરી.

એક બાજુ સાદું જીવન જીવીને પોતાની બધી બચતને તેણે આ સંસ્થામાં લગાવી. ત્યાં પં. સુખલાલજી તરફથી સાહિત્યિક અને શેઠ માણિકચંદજી તરફથી આર્થિક સહકાર મળતાં દસ વર્ષના ગાળામાં તેણે સંસ્થાને એક ઉચ્ચ કક્ષાની પ્રકાશક સંસ્થા બનાવી દીધી. તેણે અનેક ઉત્તમ જૈન ગ્રંથોનું પદ્ધતિસરનુ સંપાદન, સંશોધન અને અનુવાદ કાર્ય કર્યું અને લગભગ છ દાયકાઓ સત્શાસ્ત્રોની સેવામાં વીતાવ્યા.

સમાજ-સુધારણામાં પુનર્લગ્ન, સ્ત્રી-સમાજનો ઉદ્ધાર અને પંડિતોની સંકીર્ણ સાંપ્રદાયિકતાને તેણે પડકાર્યાં. પોતે અધ્યયન-શીલતાથી અનેક શાસ્ત્રોનો સાંગોપાંગ અભ્યાસ કરીને તથા સરળતા આદિ સદ્ગુણોથી અને સદ્વ્યવહારથી થોડા જ વખતમાં એક ઉચ્ચ વિદ્યાભ્યાસંગી તરીકે પ્રસિદ્ધ થયો. પોતાની ઘણીખરી બચતને સાહિત્યસેવામાં દાન તરીકે આપી દીધી અને નવોદિત સાહિત્યકારોની ઉત્તમ રચનાઓ પણ પોતાની સંસ્થા દ્વારા પ્રકાશિત કરી.

આમ સતત શ્રમ. સાદગી, સ્વાધ્યાય, દાન તથા વિનયાદિથી પોતાના જીવનને ઉન્નત બનાવનાર આ પુરુષ તે પ્રસિદ્ધ સાહિત્ય-સેવી પંડિત શ્રી નાથૂરામ પ્રેમી.

[૨]

આ સદીની શરૂઆતનો આ બનાવ.

અમદાવાદમાં ઝાંપડાની પોળમાં ત્રિકમભાઈ અને રણછોડ-ભાઈ નામના કાપડના બે વેપારીઓ રહેતા હતા. એકવાર તેઓને સત્સંગનો યોગ બન્યો અને મહાત્માની વાણીની આ સંસ્કારી ભાઈઓ પર એવી ગાઢ અસર થઈ કે તેઓ દરરોજ સત્સંગ અર્થે મહાત્મા પાસે જવા લાગ્યા. થોડા માસમાં. દૈવયોગે

મોટાભાઈ શ્રી રણછોડભાઈનું અવસાન થઈ ગયું, જેથી સ્વાભાવિક રીતે જ ત્રિકમભાઈના મનમાં પણ વૈરાગ્યભાવની વૃદ્ધિ થઈ.

આ બાજુ એમ બનેલુ કે જ્યારથી સત્સંગમાં જવાનું ચાલુ થયું હતું ત્યારથી આ ભાઈઓને વેપારમાં ખૂબ લાભ થવા માંડેલો અને પોણો લાખ ઉપરાંત રૂપિયાની સંપત્તિના તેઓ સ્વામી થયા હતા. (વાચકને યાદ રહે કે આ સમયે સોનાનો ભાવ એક તોલાનો રૂ. વીસ હતો.)

જ્યારે મોટાભાઈના અવસાનથી ખેદ પામેલા ત્રિકમભાઈએ મહાત્માને કહ્યું કે, મારે હવે બધો વેપાર બંધ કરી દેવો છે. ત્યારે તેઓએ કહેલું, 'ત્રિકમભાઈ, ધીરજ રાખો. એમ ઉતાવળે આંબા ન પાકે. ભક્તિ-સત્સંગ-તત્ત્વજ્ઞાનમાં વધારે સમય ગાળવા માટે પ્રયત્ન કરો. દુકાનો કોઈ બંધ નથી કરવાની, વધારાના મુનીમજીની નિમણૂક કરો અને થોડા કલાક વેપારમાં પણ ધ્યાન રાખો. હવે જે નવી ઊપજ થાય તેના પચીસ ટકા સીધા ધર્મોનાં કાર્યોમાં વાપરો, ખૂબ ઉદાર-વૃત્તિના થાઓ અને અંગત જીવન સાદું બનાવો. આગળ ઉપર જેમ જેમ ધર્મમય જીવનમાં રસ વધે તેમ તેમ નિવૃત્તિ લઈ પછી સંપૂર્ણ ધર્મમય જીવન જીવજો.'

—અને ત્રિકમભાઈએ મહાત્માની આજ્ઞાનું પાલન કરી પોતાના જીવનને ક્રમે કરીને દાનથી, ભક્તિથી અને ધર્મ-આરાધનાથી એવું તો રંગી નાખ્યુ કે તેમને જોતાં જ એક આદર્શ સદ્‌ગૃહસ્થનો નમૂનો સૌની નજર સમક્ષ રજૂ થઈ જતો.





# પ્રમાદ

પ્રમાદ એટલે આળસ એમ તેનો સામાન્ય અર્થ છે. ધર્મપ્રવૃત્તિ કરવાનું મન ન થાય, એમાં ઉત્સાહ ન આવે, એમાં આદરબુદ્ધિ ન ઊપજે અને ઊંઘ તથા કંટાળો આવે એવી જે સાધકની સ્થિતિ છે તે પ્રમાદ છે. આમ, આત્મસાધનામાં અરુચિ અને અજાગૃતિ એ અધ્યાત્મદૃષ્ટિથી પ્રમાદનાં મુખ્ય લક્ષણ છે.

ઉપર પ્રમાદનું જે સ્વરૂપ વિચારવામાં આવ્યું છે તે સામાન્ય દૃષ્ટિથી સમજવું. પ્રમાદ એટલો અગત્યનો વિષય છે કે સાધકે તેનું વિશેષ સ્વરૂપ જાણવું જરૂરી છે, જેથી દરેક પ્રકારે કરીને પ્રમાદનાં તે તે વિશેષ સ્વરૂપોથી પણ નિવર્તી શકાય. પૂર્વાચાર્યોએ પ્રમાદના મુખ્ય પંદર પ્રકાર કહ્યા છે.

**પાંચ પ્રકાર** : ત્વચા (ચામડી), જીભ, નાક, આંખ અને કાન એમ પાંચ ઇન્દ્રિયોના વિષયમા લુબ્ધ થઈ જવું તે પાંચ પ્રકાર.

**ચાર પ્રકાર** : ક્રોધ, માન, માયા અને લોભ—આ ચાર આત્માના મહાશત્રુરૂપ વિકારોને આધીન થઈ જવું તે ચાર પ્રકાર.

**ચાર પ્રકાર** : પાપવાર્તાઓ, અર્થાત્ સાધનામાં વિઘ્ન ઉપજાવી સાધકને જ્ઞાન-ધ્યાનથી ચ્યુત કરે તેવી સ્ત્રી-વિષયક વાતો, ખાવાપીવાની વાતો, રાજકીય ચર્ચાઓ અને દેશવિદેશના રીતરિવાજો, લોકો, સ્થળો વગેરેની વાતો એમ ચાર પ્રકારની વિકથાઓ.

**એક પ્રકાર** : ઘણા માણસો સાથે સ્નેહ કરી દેવો.

**એક પ્રકાર** : અયોગ્ય સમયે અને અયોગ્ય પ્રમાણમાં ઊંઘવું—અતિનિદ્રા.

આ પ્રમાણે પ્રમાદના આ પંદર વિશેપ પ્રકારો કહ્યા છે. જોકે આ બધાય પ્રકારના પ્રમાદથી આપણે નિવર્તવાનુ છે.

તોપણ વર્તમાનમાં જે પ્રકારના પ્રમાદનું વધારે સેવન થાય છે તેને છોડવા માટે વ્યવહારજીવનમાં આપણે નીચેની ટેવો છોડી દેવી જોઈએ :

(૧) ખૂબ રખડવું, (૨) ખૂબ ઊંઘવું, (૩) ખૂબ ખાવું, (૪) ખૂબ ગપ્પાં માર્યાં કરવાં.

ગપ્પાં મારવામાં આ જમાના પ્રમાણે ભાઈઓના સમૂહમાં સૌથી વધારે વાતો રાજકારણની, રમતગમતની અને સિનેમાની હોય છે. બહેનોના સમૂહમાં આ વાતો ખાવાપીવાની, નવી નવી વાનગીઓની અને નવી નવી ફૅશનોની હોય છે. આ છોડવામાં આવે તો નેવું ટકા ગપ્પાં ઓછાં થઈ જશે. જો સાવધાનીથી આ કુટેવોને ક્રમે કરીને છોડી દઈએ તો પ્રમાદને સામાન્યપણે આપણે જીતી લીધો છે એમ કહી શકાય.

**પ્રમાદનો જય :**

પ્રમાદનો જય કરવો જોકે સહેલો નથી, કારણ કે દીર્ઘ કાળથી આપણે પ્રમાદ જ સેવતા આવ્યા છીએ અને તેથી અતિપરિચયને લીધે આપણને તેની સાથે પ્રીતિ થઈ ગઈ છે પરંતુ સર્વે મહાત્માઓએ તેની સાથે પ્રીતિ તોડીને આત્મસાધના દ્વારા જ ઉત્તમ સમાધિની પ્રાપ્તિ કરી છે અને તેથી આપણે પણ તે જ કર્તવ્ય છે. જોકે શરૂઆતના સાધકને તેની સાધનામાં ઘણી વાર અનેક પ્રલોભનો પોતાના સ્વજન-મિત્રાદિ તરફથી અથવા પોતાના મનની નિર્બળતાઓને લીધે ઊપજે છે, તોપણ મૂળ ધ્યેયને લક્ષમાં રાખીને વારંવાર ઉદ્યમ કરવાથી તે પ્રમાદને જીતી શકાય છે.

આધ્યાત્મિક ડાયરી નિયમિતપણે લખવાથી પ્રમાદ ઉપર ચોતરફી હુમલો થઈ શકે છે. કારણ કે :

(૧) કેટલા વાગ્યે ઊઠ્યા, (૨) કેટલા વાગ્યે સૂતા, (૩)

કેટલો વખત દુન્યવી કાર્યોમાં વિતાવ્યો, (૪) કેટલો વખત સાધનામાં વિતાવ્યો.

આ ચાર બાબતો તેનાથી નક્કી થશે. આ ડાયરી લખનારને થોડા મહિનામાં જ પોતાની અનેક કુટેવો સુધારવા તરફ લક્ષ જશે. સૂર્ય ઊગતા પહેલાં ઓછામાં ઓછા અર્ધા કલાકે ઊઠવાની અને સામાન્ય સંજોગોમાં રાત્રે ઉજાગરા ન કરવા ભણી પણ તેની દૃષ્ટિ તુરત જશે. આમ ઊંઘની નિયમિતતા જાળવવા આહારની અને વિહારની (બહાર જવાની) નિયમિતતા તેને જાળવવી પડશે. વળી દિવસ દરમિયાન કોના કોના સંગમાં કેટલો કેટલો સમય ગાળ્યો તેની નોંધ લખવાથી કુસંગનો ત્યાગ થશે. સ્વાધ્યાય-ભક્તિમાં કેટલો સમય વિતાવ્યો તેનો હિસાબ રાખવાથી સત્શાસ્ત્રનું નિયમિત વાચન ચાલુ થશે અને પરમાત્મા અને સંતો પ્રત્યે આદર-સત્કાર-ભક્તિનો ભાવ વધશે. છેલ્લે આત્મશાતિના વિરોધી ભાવોનું આલેખન કરવાથી કેટલી વાર ક્રોધ કર્યો, કેટલી વાર અભિમાન કર્યું, કેટલી વાર છેતરપિંડી કરી, કેટલી વાર ઈર્ષ્યા, નિંદા અને ખોટાં આળ ચડાવ્યાં વગેરેની નોંધ થવાથી ધીમે ધીમે ક્ષમા, વિનય, સરળતા, મૈત્રી અને સમતાના ઉત્તમ ગુણો જીવનમાં ખીલવા લાગશે.

આમ એક આધ્યાત્મિક ડાયરી લખવાની ટેવ પાડવાથી અધ્યાત્મસાધનામાં ફૂદકે ને ભૂસકે આગળ વધી શકાશે.

**આધ્યાત્મિક ડાયરીનો સંક્ષિપ્ત નમૂનો :**

(૧) કેટલા વાગ્યે ઊઠ્યા ?

(૨) કેટલી માળાઓનો મંત્રજાપ કર્યો ?

(૩) વ્યક્તિગત કે સામૂહિક ભક્તિમાં કેટલો સમય પસાર કર્યો ?

(૪) શાસ્ત્ર-સ્વાધ્યાયમા. શ્રવણ. લેખન. સ્મરણ. ઉપદેશ કે પારાયણ કેટલો સમય કર્યો ?

(૫) સત્સંગ કોનો અને કેટલો થયો ?

(૬) ક્રોધ કેટલી વાર થયો ?

(૭) બીજાની નિંદા કેટલી વાર કરી ?

(૮) બ્રહ્મચર્યપાલનમાં કેટલી ત્રુટી આવી ?

(૯) સિનેમા-નાટક-હોટલ-કલબ-ગપ્પાં રેડિયો, ટી. વી. અને ઇતર વાંચનમાં કેટલા સમયનો દુર્વ્યય થયો ?

(૧૦) એકાંતમાં — તત્ત્વવિચારણામાં કેટલો સમય ગાળ્યો ?

(૧૧) સાધનામાં ઉપયોગી કયો નવો નિયમ લીધો ?

(૧૨) કેટલા વાગ્યે સૂતા ?

ઉપરોક્ત પ્રકારે ડાયરી લખવાથી અને બની શકે તો અનુભવી સંતને તે બતાવવાથી પ્રમાદનો જય થશે, થયેલા દોષોનું પ્રાયશ્ચિત્ત સારી રીતે બની શકશે, અનેકવિધ જીવનસુધારણા અમલમાં આવશે અને થોડા કાળમાં મહાન સાધકની દશા પ્રગટ થશે. જય થાઓ !

## પ્રમાદજયમાં પ્રેરણા :

(૧) આળસુ બને તો સમયનો સદુપયોગ ન થઈ શકે અને જીવનની સિદ્ધિ પણ ન બની શકે માટે આળસને મહાન દુશ્મન ગણીને અને ઉદ્યમને પરમ મિત્ર જાણીને જે કર્તવ્યનિષ્ઠ બને છે તે પુરુષને સર્વ ઇષ્ટકાર્યની સિદ્ધિ થઈ જાય છે.

(૨) મહાપુરુષોએ નિદ્રા અને પ્રમાદને તામસિક સુખ કહી હલકામાં હલકાં ગણી તેનો ત્યાગ કરવાનો આજ્ઞા કરી છે. નિદ્રાને આળસુની કન્યા, ભોગીની પ્રિયતમા અને રોગીની માતા કહી છે તેથી ધ્યેયનિષ્ઠ સુજ્ઞ પુરુષે તેનો સંગ છોડવો જોઈએ.

(૩) 'રાત રહે જ્યાહરે પાછલી ખટઘડી,
સાધુ પુરુષે કદી સુઈ ન રહેવું.'
તથા
"જા જા નિદ્રા હું તને વારું તું છો નાર ધુતારી રે."

આવા કડક શબ્દોમાં નિદ્રાને ભક્તકવિ શ્રી નરસિંહ મહેતાએ પડકારી છે અને તેના નિયમન અર્થે મહાન પ્રેરણા કરી છે.

(૪) નિદ્રા, અર્ધજાગ્રત અવસ્થામાં પડી રહેવું, ભય, ક્રોધ, આળસ અને ઢીલાશને વશ થઈ કાર્ય મુલતવી રાખવું — આ અવગુણોનો ત્યાગ ઉન્નતિશીલ પુરુષોએ નિરંતર કર્તવ્ય છે.

(૫) પ્રમાદનો જય કર્યો તેણે પરમપદનો જય કર્યો.

(૬) ઊઠો ! જાગ્રત થાઓ ! અને જ્યાં સુધી ધ્યેયપ્રાપ્તિ ન થાય ત્યાં સુધી નિરંતર ઉદ્યમ કર્યા કરો.

(૭) ઉદ્યમથી જ કાર્યો સિદ્ધ થાય છે, મનોરથોથી નહિ, સૂતેલા સિંહના મુખમાં મૃગો પ્રવેશતા નથી.

## પ્રમાદજયનાં જીવંત દૃષ્ટાંતો

### [૧]

પરમ તત્ત્વજ્ઞ શ્રીમદ્ રાજચન્દ્ર સંવત ૧૯૫૨માં નડિયાદ ઉત્તરસંડાના પ્રદેશમાં એકાંતચર્યા માટે રહેતા હતા. તે વખતે નડિયાદના મોતીલાલ ભાવસાર તેમની સેવામાં રહેતા.

મોતીલાલે પોતાની પત્નીને કહેલુ કે લગભગ ૧૧-૦૦ વાગ્યે સવારે તારે ભોજન લઈને આવવું અને બે-ત્રણ ખેતર દૂર અમુક જગાએ બેસવું, જ્યાંથી હું ભોજન લઈ જઈશ. એક વાર તેમનાં પત્ની ભૂલથી નિવાસસ્થાન પાસે આવી ગયાં જેથી મોતીલાલભાઈએ તેમને બહુ ઠપકો દીધો.

જ્યારે શ્રીમદે આ વાત જાણી ત્યારે તેઓએ મોતીલાલને કહ્યું, 'તમે શા માટે ખીજ્યા ? શા માટે ધણીપણું કર્યું ? તે બાઈ તો પવિત્ર આત્મા છે અને આઠમા ભવે મોક્ષે જવાના છે. અહીં એકાંતમાં આવો સત્સંગનો યોગ મળ્યો છે તે મહાન સદ્ભાગ્ય છે. આવો સુયોગ પ્રાપ્ત થવો પરમ દુર્લભ છે. માટે

હવે જાગ્રત થાઓ, જાગ્રત થાઓ. ઊંઘ, આળસ, ક્રોધ, કષાય, મારું-તારું બધું મૂકીને એક આત્મભાવમાં આવવા નિરંતર અભ્યાસ કરો. જો પ્રમાદમાં રહેશો તો હાથમાં આવેલો અવસર ચૂકી જશો અને પાછળથી પસ્તાશો. અમારું તો સૌને જાગ્રત થવા માટે જ કહેવું થાય છે.'

[૨]

ડ્યૂક ઑફ વેલિંગ્ટન ઇંગ્લૅંડના એક મહાન સેનાપતિ થઈ ગયા. તેઓનો નિદ્રા ઉપર અભૂતપૂર્વક કાબૂ હતો. પથારીમાં પડ્યા કે તુરત જ તે સૂઈ ગયા હોય અને સવારે ઊઠતાં સુધી તેમને કાંઈ વિક્ષેપ પડતો નહીં.

એક વાર તેમને ઘેર તેમના કોઈ ઉમરાવ મિત્ર આવેલા. સૂવા માટે તેમનો તદ્દન સાંકડો અને સાદો પલંગ જોઈ તેઓ બોલ્યા, 'અરે ડ્યૂક સાહેબ! તમારા જેવા મોટા પુરુષને આવો પલંગ કેવી રીતે ફાવે છે? તેમાં તો પડખું ફેરવવું પણ ફાવે એવું નથી.' તુરત જ ડ્યૂક સાહેબે જવાબ આપ્યો, 'હું એમ માનુ છું કે તંદુરસ્ત માણસને જ્યારે ઊંઘમાં પાસું ફેરવવું પડે ત્યારે તેની ઊંઘ પૂરી થઈ ગઈ છે અને તેણે તુરત જ પથારી છોડી દેવી જોઈએ.'

જીવનના કોઈ પણ ક્ષેત્રે મહાન પદવીને પામનાર પુરુષોનું જાગૃતિભર્યું પ્રેરણાત્મક જીવન કેવું હોય છે તેનુ આ જીવતું-જાગતું દૃષ્ટાંત!

[૩]

શબ્બી શેખ નામના એક ફારસી લેખકનો એક પુત્ર રાત્રે ઊઠીને કુરાન વાંચતો હતો. પુત્રને આવો ઉદ્યમી જોઈ શેખે પ્રસન્નતા વ્યક્ત કરી. પરંતુ આમ કરવાથી પેલો છોકરો તો ફુલાઈ ગયો અને કહે: 'બીજા બધા ભાઈઓ તો આ સમયે

ઘોર નિદ્રામાં પડેલા છે, માત્ર એક હું જ સાવધાનીથી ધર્મની આરાધનામાં લાગેલો છું.'

શબ્બી શેખે તુરત જ પ્રત્યુત્તર વાળ્યો, 'બેટા! રાત્રે ઊઠીને આ પ્રમાણે પોતાની આપવડાઈ કરવી અને બીજાઓની નિંદા કરવી તેના કરતાં તો સૂવું જ સારું છે.'

પ્રમાદના અનેક પ્રકાર છે. તેમાંથી બે-ત્રણ પ્રકારના પ્રમાદમાં એકસાથે પ્રવર્તવા કરતાં સૂઈ રહેવારૂપ અલ્પ પ્રમાદ કરવો સારો, એમ અહીં શેખ સાહેબનુ યુક્તિયુક્ત કથન સાંભળી તેમના પેલા કુરાન વાંચનાર પુત્રની આંખ ઊઘડી ગઈ!



નહિ તે વ્યવહારજીવનમાં અચૌર્યવ્રતની આરાધના છે. ખરેખર તો પોતાના આત્મા સિવાય કોઈ પણ વસ્તુને પોતાની માનવી કે ભોગવવાની બુદ્ધિ કરવી તે અચૌર્યવ્રતના પાલનનો ભંગ થયો કહેવાય.

**બ્રહ્મચર્ય** : આ જગતમાં કોઈ પણ સ્ત્રી, દેવી, તિર્યંચિની (પશુની નારીજાતિ) કે કાષ્ઠ-પાષાણાદિની સ્ત્રી-પ્રતિમા પ્રત્યે વિકાર-ભાવની ઉત્પત્તિ ન થવા દેવી તે સંપૂર્ણ બ્રહ્મચર્ય કહેવાય છે. પોતાનો આત્મા જ પરમ આનંદનું ધામ છે એવો અંતરંગ નિશ્ચય કરી તેમાં વારંવાર તલ્લીન થવું તે ખરેખર બ્રહ્મચર્ય છે— બ્રહ્મમાં (આત્મામાં) ચર્યા (રમણતા) છે.

**અપરિગ્રહ** : દુનિયાની વસ્તુઓને પોતાની માનવારૂપ જે મૂર્છા-પરિણામ, તેનો સંપૂર્ણપણે ત્યાગ કરીને જેઓ જ્ઞાન, ધ્યાન અને તપ દ્વારા આત્મસાધનામાં જ મગ્ન રહે અને જગતના કોઈ પણ વિષય—પદાર્થોનો પ્રમાદપૂર્વક સંપર્ક ન કરે તેવા મહાત્માઓને અપરિગ્રહ નામનુ મહાવ્રત હોય છે. તેમને જગતના કોઈ પણ પદાર્થોમાં—પોતાના દેહમાં પણ—સ્વામી-પણાની બુદ્ધિ જરા પણ હોતી નથી.

આમ સામાન્યપણે આ પાંચ મહાવ્રતોનુ સ્વરૂપ આપણે વિચાર્યું. પ્રારંભમાં જ જણાવ્યું હતું તેમ આ મહાવ્રતોનુ પાલન સંપૂર્ણપણે આ જમાનામાં વિરલ પુરુષો જ કરી શકે છે કારણ કે સતત આત્મજાગૃતિ દ્વારા દિવ્યજીવનની જેમને પ્રસાદી પ્રાપ્ત થઈ હોય તેવા પુરુષો જ ક્રમે કરીને સંયમની આરાધના-માં આગળ વધતાં વધતાં આ મહાવ્રતોની ભૂમિકા સુધી પહોંચી શકે છે. ધન્ય તે મહાત્માઓ! ધન્ય તે મુનિવરો! આપણા તેમને અનેક વાર વંદન હો!

## મહાવ્રતોનો અને મહાવ્રતધારી મહાત્માઓનો મહિમા :

(૧) અકષાય ઉદ્યમી, દાંત[૧] છે, સંસારથી ભયભીત છે,
શૂરવીર છે તે જીવને પચ્ચખાણ[૨] સુખમય હોય છે.

(૨) શાંતિકે આગર અરુ નીતિકે નાગર નેક,
દયા કે સાગર જ્ઞાન-ધ્યાનકે નિધાન હો;
શુદ્ધ બુદ્ધિ બ્રહ્મચારી, સુખખાની પૂર્ણ ધ્યારી,
સજ્જનકે હિતકારી ધર્મકે ઉદ્યાન હો.
રાગદ્વેષસે રહિત પરમ પુનિત નિત્ય,
ગુનસેં ખચીત ચિત્ત સજ્જન સમાન હો;
રાયચન્દ ધૈર્યપાલ ધર્મઢાલ ક્રોધકાલ,
મુનિ તુમ આગે મેરે પ્રણામ અમાન હો.

(૩) શરીરને રોકયા વિના મનોજયની પ્રાપ્તિ થતી નથી. પરંતુ શરીરના સંયમની સાથે સાથે મન ઉપર પણ અંકુશ રાખવાનો પ્રયત્ન કરવો જ જોઈએ.

(૪) ઉત્તમ મનુષ્યભવને પામીને ચારિત્ર્યપાલનમાં મહાન યત્ન કરવો જોઈએ, સદ્ધર્મની ઉત્તમ ભક્તિ કરવી જોઈએ અને ઉપશમભાવમાં પરમ પ્રીતિ કરવી જોઈએ.

(૫) હે ધીરવીર પુરુષ ! સ્વચ્છંદી અને વિકારી થઈ રહેલા આ ઈન્દ્રિયોરૂપી હાથીઓને શીલરૂપી વૃક્ષ સાથે વિજ્ઞાનરૂપી દોરડાથી દૃઢપણે બાંધી દે, કારણ કે બ્રહ્મચર્ય અને તત્ત્વવિજ્ઞાન જ તેમને વશ કરવાનાં ખરાં સાધન છે.

(૬) જે મુનિએ ઇન્દ્રિયરૂપી વાંદરાઓને જ્ઞાનરૂપી ગાળા વડે બાંધીને વૈરાગ્યરૂપી પિંજરામાં બંધ કરી દીધા છે તે મુનિ જ મુનિઓમાં પણ મહેશ્વર (મુનીશ્વર) છે.

---

૧. ઇન્દ્રિયોનું દમન કરનાર, સંયમી.
૨. વિશિષ્ટ ત્યાગ.

(૭) આતમસરૂપ ધ્રુવ નિરમળ તત્ત્વ જાનિ
મહાવ્રતધારી જાહિ જંગલમેં બસે હૈં,
મોહનીજનિત જે જે વિકલપ જાલ હોતે
તિનકો મિટાઈ નિજ અંતરંગ બસે હૈં;
મનરૂપ પવનસોં અચલ ભયો હૈ જ્ઞાન
ધ્યાન લાઈ તાહિકે આનંદરસ રસે હૈં,
તજી સબ સંગ ભયે ગિરિ જ્યોં અડોલ અંગ
તેઈ મુનિ જગતમેં જયવંત લસે હૈં.

(૮) નિંદક નાહિ, ક્ષમા ઉર માંહિ, દુઃખી લખિ ભાવ દયાલ કરે હૈં
જીવકો ઘાત ન, જૂઠકી બાત ન, લેહિ અદાત ન, સીલ ધરે હૈ,
ગર્વ ગયો ગલ, નાહિં કછૂ છલ, મોહ સુભાવસોં જોર હરે હૈ *
દેહસો છીન હૈ જ્ઞાનમેં લીન હૈ ધાનત સો શિવનારિ વરે હૈ.

## પંચમહાવ્રતની આરાધના : જીવંત દૃષ્ટાંતો

[૧]

વ્રત-સંયમની આરાધના માટે જૈન મુનિરાજોની જગતમાં સર્વત્ર પ્રસિદ્ધિ છે.

આ સદીની શરૂઆતમાં એવા એક મહાપુરુષ થઈ ગયા. બાળપણથી જ વૈરાગ્યવાન અને અભ્યાસી એવા આ મહાપુરુષે ઈ. સ. ૧૯૧૯માં બેલગામ જિલ્લાના યરનાલા ગામે જૈન દીક્ષા ગ્રહણ કરી સર્વ પ્રકારની મમતાનો અને સર્વ પ્રકારના પરિગ્રહનો ત્યાગ કર્યો, અને દિગંબર મુનિ થયા.

આ સમયમાં દિગંબર મુનિઓનો વિહાર વિરલ જ થતો, પરંતુ તેમણે ઉત્તર ભારતનાં અનેક શહેરોમાં પોતે વિહાર કરીને મુનિ-વિહારને ભારતમાં સર્વત્ર સુલભ બનાવ્યો. અહિંસાના

* આ પદમાં પહેલી બે પંક્તિઓમાં સાધુના અનિંદકપણાનું, ક્ષમા-ધર્મનું અને મહાવ્રતોનું વર્ણન છે અને છેલ્લી બે પંક્તિઓમાં અભિમાન, માયા, મોહ અને દેહાસક્તિના નાશ દ્વારા તથા જ્ઞાનમય સમાધિના બળ દ્વારા મોક્ષપ્રાપ્તિનું વર્ણન છે.

સંપૂર્ણ પાલન માટે તેઓ ભૂમિ જોઈને જ ચાલતા. કોઈ પણ વ્યક્તિ કે પ્રાણીનું દિલ દુભાય તેવું કાંઈ જ કરતા નહીં. બોલતા નહીં કે એવો વિચાર પણ મનમાં કરતા નહીં. આવા મુનિ-મહારાજને બ્રહ્મચર્ય કે અપરિગ્રહ આદિ બધાં મહાવ્રતોનું પાલન સંપૂર્ણપણે હોય તે કહેવાની આવશ્યકતા જ રહેતી નથી.

જેમ બહારથી તેઓ મહાવ્રતનું પાલન કરતા તેમ અંતરંગ કામ-ક્રોધ-લોભ આદિ શત્રુઓ પર પણ તેમણે વિજય મેળવ્યો હતો. એક વાર મધ્ય પ્રદેશના લલિતપુર પાસે રાજાખેડા ગામમાં કોઈ દુર્જન પુરુષોએ ભેગા થઈને મહારાજશ્રીને મારવાનો નિર્ણય કર્યો, પરંતુ તેઓ તો પોતાના ધ્યાનમાં લીન જ રહેલા. જ્યારે પોલીસે આવીને આ દુર્જનોને પકડ્યા ત્યારે મહારાજશ્રીએ પોતે જ તેમને છોડવા માટે પોલીસ પર દબાણ કરાવ્યુ. આવી ક્ષમા જોઈને પોલીસના માણસો તો આભા જ બની ગયા. આવી ક્ષમા-મૂર્તિ હતા તે જૈનાચાર્ય !

આમ લગભગ ચાળીસ વર્ષ સુધી મહાવ્રતોનું ચીવટપૂર્વક પાલન કરીને ઈ. સ. ૧૯૫૫માં પોતાની આત્મસાધનાના ફળશરૂપે તેઓએ સલ્લેખના (દેહાસક્તિનો. ક્રોધાદિ ભાવોનો અને આહારનો સ્વૈચ્છિક આજીવન ત્યાગ) ધારણ કરીને સમાધિમરણની પ્રાપ્તિ કરી.

આ મહાપુરુષ તે બીજા કોઈ નહીં પણ પ્રસિદ્ધ જૈનાચાર્ય શ્રી શાંતિસાગરજી મહારાજ.

[૨]

પંચમહાવ્રતધારી ત્યાગી પુરુષોને પોતાની સાધના નિર્દોષપણે નિભાવવામાં અનેક પ્રકારની મુસીબતો આવતી જ રહે છે, જેને તેઓ સમભાવથી સહન કરીને પોતાનુ આત્મબળ વધારતા રહે છે.

મુનિશ્રી રત્નચન્દ્રજી મહારાજનું સંવત ૧૯૯૪નું ચાતુર્માસ આગ્રા મુકામે થયુ હતું. તે ચાતુર્માસ પૂર્ણ થતાં તેઓ ભરતપુર

થઈને જયપુર તરફ જવા રવાના થયા હતા. સૂર્યાસ્ત થવાને અર્ધો કલાકની વાર હતી તેથી તેઓએ એક મંદિર દેખાતાં ત્યાં જઈને રાત્રિવાસ માટે પૂછ્યું પણ સંમતિ ન મળી. પાસે એક ચોતરા જેવી જગ્યા હતી ત્યાં આવતા-જતા ગાડાંવાળાઓ આવતા અને તાપણીઓ કરતા તેથી રાખના ઢગલા પડેલા. આવી ખુલ્લી જગ્યામાં જ તેઓએ અત્યંત ઠંડી હોવા છતાં નિવાસ કર્યો.

આવી રીતે અનેક નાનાં નાનાં ગામોમાં નિર્જન અને હિંસક પશુઓ તથા ધાડપાડુઓવાળાં ભયાનક સ્થાનોમાં તેઓને રાત્રિ-વાસ કરવો પડતો. પંજાબમાં અને ઉત્તર મેવાડમાં ભિક્ષામાં પણ અનેક પ્રકારની વિપરીતતાઓ સહન કરવી પડતી ત્યારે એક કે બે વસ્તુઓથી પેટ ભરી લેવું પડતું.

જેમને કોઈનું કાંઈ પણ લઈ લેવું નથી અને કોઈ પણ પ્રાણીને દુઃખ દેવું નથી તેવા મહાત્માઓ તો સમતાની આરાધના દ્વારા પોતાના વ્રતપાલનમાં દૃઢતા કેળવતા થકા આત્મમસ્તીમાં જ પોતાનું જીવન વ્યતીત કરે છે.

[૩]

લગભગ ઈ. સ. ૧૮૭૫નું વર્ષ. યમુના નદીનો કિનારો. નીરવ શાંતિમાં એક સંન્યાસી ધ્યાનસ્થ થઈને બેઠા હતા. ત્યાં કોઈ ભક્ત બાઈ નદીમાંથી સ્નાન કરીને પાછી ફરી રહી હતી. તેણીની નજર આ યોગી ઉપર પડી. તેમની પવિત્ર મુદ્રા જોઈ તેણીને મહાત્માની વંદના કરવાની ભાવના જાગી. તેણીએ મહાત્મા પાસે જઈને નમસ્કાર કર્યા પણ તેના ભીના માથાનો સ્પર્શ થવાથી મહાત્માની આંખો ઊઘડી અને તુરત કહેવા લાગ્યા, 'અરે માતા ! અરે મૈયા !'

આ શબ્દો ઉચ્ચારતાંની સાથે જ તેઓ પાસે આવેલા પર્વત ઉપર ચડી ગયા અને તે પર્વત પર આવેલા મંદિરના એક

ખંડિયેરમાં ત્રણ દિવસ અને ત્રણ રાત્રિ ધ્યાન અને જાપમાં વીતાવ્યાં. અબુદ્ધિપૂર્વક થઈ ગયેલા સ્ત્રી-સ્પર્શનું કેવું પ્રાયશ્ચિત્ત!

આવી હતી આ સંન્યાસીની બ્રહ્મચર્યનિષ્ઠા. આ સંન્યાસી હતા ભારતના મહાન સપૂત, આર્યસમાજના સંસ્થાપક સ્વામીશ્રી દયાનંદ સરસ્વતી.



ૐ

## મોક્ષમાર્ગ (अ)

(૧) પોતાના સ્વાધીન અને શાશ્વત આનંદને પામવાનો આ પરમ પવિત્ર પંથ છે.

(૨) તેની પ્રાપ્તિથી જગતનાં જન્મ-જરા-મૃત્યુ, આધિ-વ્યાધિ-ઉપાધિ અને સર્વ પ્રકારનાં દુઃખોનો આત્યંતિક અભાવ થાય છે.

(૩) પ્રત્યેક જીવાત્મા આનંદની પ્રાપ્તિ અને દુઃખની સર્વથા નિવૃત્તિ ઇચ્છતો હોવાને લીધે આ પંથ તે પોતાની અંતર-ભાવનાને જ સિદ્ધ કરવાનો માર્ગ છે.

(૪) આ માર્ગની પ્રાપ્તિ સ્વયં થઈ જતી નથી પણ મહાન પુરુષાર્થ આદરવાથી થાય છે.

(૫) આવો પુરુષાર્થ આદરવાનો નિર્ણય સાધક જીવ કરે તો તેમ કરવામાં તે સ્વતંત્ર છે.

(૬) આ માર્ગની પ્રાપ્તિ ક્રમે કરીને થાય છે.

(૭) આ માર્ગની સાક્ષાત્ પ્રાપ્તિ આત્મજ્ઞાન વડે થાય છે અને આ આત્મજ્ઞાનપ્રાપ્તિના મુખ્ય ઉપાયો સજ્જનસંગતિ, સદાચાર અને સદ્બોધ છે.

(૮) પ્રશસ્ત વસ્તુઓની પ્રેમી હોય તેવી સદ્ગુણાનુરાગી વ્યક્તિઓના પરિચયથી અને તુચ્છ વસ્તુઓમાં રોકાઈ ગયેલી વ્યક્તિઓના અપરિચયથી ક્રમે કરીને સજ્જનસંગતિમાં નિષ્ઠા પ્રાપ્ત થઈ શકે છે.

(૯) નીતિના નિયમોને અને સામાજિક ન્યાયને અનુસરવાથી, કોઈ પણ જીવને ન દૂભવવાથી તથા સ્વચ્છંદપૂર્વકની ભોગવૃત્તિને વિવેક વડે નિવારવાના દૃઢ પુરુષાર્થથી સદાચારમાં સ્થિર થઈ શકાય છે.

(૧૦) આત્મા-અનાત્માને ભિન્નપણે અનુભવ્યા છે જેમણે એવા આત્મનિષ્ઠ નિઃસ્પૃહી ગુરુના સાન્નિધ્યને સેવવાથી અને તેમના બોધને યથાર્થપણે ગ્રહણ કરવાથી સદ્‌બોધની પ્રાપ્તિ હોય છે.

(૧૧) સદ્‌બોધને માત્ર કોઈક વાર સાભળવો તે મોક્ષમાર્ગ નથી પણ તે બોધને વારંવાર સાંભળવો અને સમજવો, તેના યથાર્થપણા વિષે વારંવાર વિચાર કરવો, તેને અંતરમાં ધારણ કરવો અને પ્રાંતે તે બોધને અનુરૂપ પોતાની જીવનચર્યા ઘડવી– આવા ક્રમને જ્યારે અભ્યાસવામાં આવે ત્યારે તે બોધ સાધકમાં પરિણામ પામતાં તે સાધક હવે સત બની જાય છે.

(૧૨) આવા સંતને જ્ઞાની, ધર્માત્મા, મહાત્મા, દિવ્યદ્રષ્ટા, સત્પુરુષ, મહાપુરુષ, યોગી. સમ્યગ્‌દૃષ્ટિ વગેરે નામો વડે ઓળખવામાં આવે છે.

(૧૩) આવા જ્ઞાનીને વિષે અવશ્યપણે જ્ઞાન અને વૈરાગ્યની શક્તિ હોય છે, જેના બળ વડે તે અજ્ઞાનભાવોનો પરાજય કરતો જાય છે અને સ્વાર્થી પ્રવૃત્તિઓથી વિરક્ત થતો જાય છે.

(૧૪) આ જ્ઞાની જગતના સર્વ જીવોનો મિત્ર બની જાય છે, ગુણવાન પુરુષો પ્રત્યે હર્ષભાવવાળો હોય છે, દુઃખી જીવો પ્રત્યે કરુણામય હોય છે અને વિપરીત પ્રવૃત્તિવાળા જીવો પ્રત્યે માધ્યસ્થભાવવાળો હોય છે.

(૧૫) અસંયમ અને પ્રમાદનો વિશેષપણે પરાજય કરતો થકો તે મહાજ્ઞાની, સાધકોને અનુકરણીય એવું સુંદર અને નિયમિત જીવન બનાવે છે. અહિંસાદિ વ્રતો વડે વિભૂષિત થયેલો તે મહાત્મા ક્વચિત્ મૌનમાં, ક્વચિત્ સ્વાધ્યાયમાં, ક્વચિત્ ભગવદ્-

ભક્તિમાં, ક્વચિત્ ધ્યાનમાં, ક્વચિત્ ગુરુવિનયમાં, ક્વચિત્ લેખન-વાચનમાં, ક્વચિત ધર્મવાર્તામાં કે એવી બીજી સ્વ-પર કલ્યાણકારી પ્રવૃત્તિમાં રહીને આત્મશુદ્ધિની આગળ આગળની ભૂમિકાઓને સ્પર્શતો જાય છે. તેનું જીવન સહજ છે, સરળ છે, શાંત છે, પ્રસન્ન છે, નિરાકુળ છે, દિવ્યત્વથી વ્યાપ્ત છે, અને સમાધિના સહજાનંદથી તૃપ્ત તૃપ્ત છે.

(૧૬) મૃત્યુ નજીક આવતાં તે સદ્ગુરુ અને પરમાત્માનું શરણુ ગ્રહણુ કરે છે. નિશ્ચયથી જોઈએ તો પોતાના જીવન દરમ્યાન જે અવિનાશી આત્મતત્ત્વનાં શ્રદ્ધા, લક્ષ અને અનુભવને તેણે આરાધ્યાં છે તેનું જ તે શરણુ ગ્રહણુ કરે છે. આમ કરવાથી તે નિર્ભય હોય છે અને મૃત્યુને તે સમભાવથી આવકારે છે.

(૧૭) આ પ્રમાણે મૃત્યુમહોત્સવની આરાધનાથી ધર્મ-કરણીનાં પ્રત્યક્ષ ફળને જગત સમક્ષ સહજપણે રજૂ કરીને તે મૃત્યુને જીતી જાય છે અને ઉત્તમ ગતિને પ્રાપ્ત કરે છે.

(૧૮) આવો મોક્ષમાર્ગ જયવંત વર્તો. તેની ઉગ્ર આરાધનાનો ભાવ નિરંતરપણે અમારા જીવનમાં ઉદ્યોત પામો. ॐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

(च)

સંત સંત જ છે.
સંત સાદા છે, સંતોષી છે.
સંત સહજ છે. સરળ છે.
સંત સુપ્રતીતવંત છે.
સંત સ્વાનુભૂતિ સહિત છે.
સંત સત્યનિષ્ઠ છે.
સંત નિઃસ્પૃહ છે.
સંત સમતાના ધારક છે.
સંત સામાન્ય સાધકોને શરણુરૂપ છે.

સંતમાં સજ્જનતા સ્વાભાવિક છે.
સંતને સર્વાત્મમાં સમદૃષ્ટિ છે.
સંતને સદ્‌બોધમાં સ્થિરતા છે.
સંત શાંતસ્વભાવી છે, શાંતિપ્રિય છે.
સંત સાચા સાધકોની ચરણરજ છે!!
સંત શાંતિ અને સમાધાનના પુરસ્કર્તા છે.
સંત સજ્જનોના શિરોમણિ છે.
સંત ક્રમશઃ સમસ્ત વિશ્વના શિરોમણિ (સિદ્ધ) બની જાય છે
સંતની સંપૂર્ણ અને સાચી ઓળખાણ થવા-
સાતિશય સત્પુરુષાર્થ જોઈએ.
સત્‌માં નિષ્ઠા, સજ્જનસંગતિ, સદ્‌બોધ,
સત્શ્રદ્ધા, સદ્‌વિચાર અને
સ્થિરતાના અભ્યાસથી સંત થઈ શકાય છે.
સાંત સંસારદશાવાળા, સાતિશયગુણસંપન્ન,
સમાધિના સ્વામી એવા સંતનુ
સાચું શરણું અમને પ્રાપ્ત થાઓ.





# સહજવાણી ભા.૨

(૧) આત્મકલ્યાણને ઇચ્છતા એવા આ આત્માએ વારંવાર સત્સંગનો લાભ લઈને આત્મશુદ્ધિરૂપી કાર્ય કરવું.

(૨) કોઈ પણ એક નિયત પ્રશસ્ત ક્રમમાં પોતાના ચિત્તને જોડવાથી અને તેને અનુરૂપ પોતાની પ્રવૃત્તિ ગોઠવવાથી સાધના-માર્ગમાં સ્થિરતા પ્રાપ્ત થાય છે.

(૩) સરળતા વડે સહેલાઈથી મોક્ષમાર્ગમાં ચડીને આગળ વધી શકાય છે.

(૪) સમજણપૂર્વક અને ભાવપૂર્વક તીર્થવંદના કરવાથી ધનનો લોભ ઘટે, સત્પુરુષનો યોગ મળે, દાનધર્મમાં પ્રવૃત્તિ થાય, શરીરનું શાતાશીળિયાપણું ટળે અને વાત્સલ્ય તથા પ્રભાવનારૂપ ગુણો વૃદ્ધિ પામે.

(૫) નિયમિત સ્વાધ્યાય કરવાથી બુદ્ધિ વધે, તત્ત્વનો નિર્ણય થાય, ક્રોધાદિ ભાવો ઘટવાથી આત્મા વિશુદ્ધ બને અને પૂર્વે થયેલા આચાર્યો અને સંતો પ્રત્યે બહુમાન આવે.

(૬) ત્રણે કાળમાં મુમુક્ષુઓ ખૂબ જ ઓછા હોય છે. આ કાળે ખરેખરા મુમુક્ષુઓ અત્યંત વિરલ છે એવો અનુભવ થાય છે.

(૭) પૂર્વભવના કોઈ વિશિષ્ટ આરાધકને બાદ કરતાં, પારમાર્થિક દૃષ્ટિની પ્રાપ્તિ સ્વયં થવી પરમ દુર્લભ છે. જો પોતે પ્રામાણિક બને અને સંતનો પ્રત્યક્ષ યોગ આરાધે તો તેવી દૃષ્ટિ ક્રમે કરીને ઉદય પામે. આમ થવા માટે વિનય, ખંત, ધીરજ, સહનશીલતા આદિ ગુણોની આરાધના કરીને ઉત્તમ મુમુક્ષુપણું પ્રગટ કરવું જોઈએ.

(૮) સમયના સદુપયોગ પ્રત્યે અત્યંત જાગ્રત રહેવું જોઈએ. થોડો પણ સમય મળ્યે, તુરત તેને પરમાર્થ-સાધનામાં લગાડી દેવો જોઈએ.

(૯) સંતોનાં અને આચાર્યોનાં વચનો લખવાની ટેવ પાડવી. એક મોટા ચોપડામાં ચોખ્ખા અક્ષરે લાલ-લીલી શાહીથી શાંતિ-પૂર્વક પરમપ્રેમથી ગાથાઓ કે શ્લોકો પોતાને સમજાય તે ભાષામાં લખવા. એક વાર લખવાથી દસ વાર વાંચ્યા જેટલો ફાયદો થાય છે.

(૧૦) વિનયગુણની સામાન્ય આરાધના જોકે ઘણા મુમુક્ષુ-ઓમાં જોવામાં આવે છે પરંતુ સત્શાસ્ત્રો પ્રત્યે જેટલો જોઈએ તેટલો અને જેવો જોઈએ તેવો વિનય દેખાતો નથી. જ્ઞાનીનાં વચનોને જ્ઞાની જેવું માન આપવાથી જ્ઞાનની વૃદ્ધિ થઈ ઉલ્લાસ-ભાવ પ્રગટે છે અને લોકોમાં પણ એક ઉત્તમ શિષ્ટાચાર-પ્રણાલીનો ઉદ્ભવ થાય છે.

(૧૧) દયાનું સૂક્ષ્મ સ્વરૂપ વીતરાગદર્શનના માધ્યમથી જાણીએ તો મહાન લાભનું કારણ થાય. આવા સ્વરૂપની યથાર્થ સમજણ મહાજ્ઞાની દ્વારા જ ખરેખર પ્રાપ્ત થઈ શકે છે; છતાં બને તેટલો પ્રયત્ન કરવો યોગ્ય છે.

(૧૨) શાસ્ત્ર-અધ્યયનની સાથે સાથે તત્ત્વચિંતનનો અભ્યાસ પણ આવશ્યક છે. ચિંતન વગરનું વાચન વંધ્યતરુ સમાન છે અને જેને સાચું એકાંતચિંતન કરવાની ટેવ પડે છે તેના જીવનમાં અવશ્ય અનેક ગુણો ચરિતાર્થ થવા લાગે છે. મોક્ષાર્થે કરેલું તત્ત્વચિંતન આત્મશુદ્ધિનું સર્વોત્તમ સાધન જાણીએ છીએ; પણ આવા ચિંતનની દુષ્પ્રાપ્યતા પણ તેટલી જ પ્રસિદ્ધ છે.

(૧૩) જીવનશુદ્ધિથી ચિંતનશુદ્ધિ, ચિંતનશુદ્ધિથી ચિત્તશુદ્ધિ, ચિદ્દશુદ્ધિથી ચિત્તસ્થિરતા, ચિત્તસ્થિરતાથી પરમ સમાધિ અને પરમ સમાધિથી પરમ આનંદની પ્રાપ્તિ થાય છે. આ જાણે

સામાન્ય ક્રમ કહ્યો. વિશેષ તો આત્માનુભવી ગુરુ પાસેથી જાણવો રહ્યો.

(૧૪) જ્યાં સુધી સાંપ્રદાયિક દૃષ્ટિનો આગ્રહ રહ્યા કરે છે અને તેમાં જ ગતાનુગતિકપણે વર્તન થયા કરે છે, ત્યાં સુધી વિચારોની નિર્મળતા ઉપર લક્ષ જતું નથી. હે સાધક! ઘણાં વિધિ-વિધાન કરીને, ઘણી ક્રિયાઓ પાળીને, ઘણાં શાસ્ત્રો વાંચીને કે અન્ય સાધનાઓમાં પ્રવૃત્ત થઈને પણ આત્માની નિર્મળતા જ પ્રાપ્ત કરવાની છે. માટે દિનપ્રતિદિન પોતે પ્રાપ્ત કરેલી નિર્મળતાનું અંતરમાં વિશ્લેષણ કરવું જોઈએ. નહીં તો લક્ષની સિદ્ધિ થતી નથી.

(૧૫) જે સ્થળે પૂર્વે મહાત્માઓએ સંયમ-તપની આરાધના કરી હોય તેવાં પવિત્ર એકાંત સ્થાનોમાં, તીર્થક્ષેત્રોમાં અથવા જ્યાં સત્પુરુષોનો કે મુમુક્ષુઓનો પ્રત્યક્ષ સમાગમ સહજપણે પ્રાપ્ત થઈ શકે તેવી આશ્રમાદિ પરમાર્થસંસ્થાઓમાં વારંવાર રહેવાની ટેવ પાડવી જોઈએ. આવાં ક્ષેત્રોમાં સાધકને સહેજે સહેજે સાધનામાં પ્રેરણા મળે છે કારણ કે અહીં સંસાર-પ્રપંચની કે એવી બીજી નિરર્થક વાતો હોતી નથી. ઘનિષ્ઠ સ્વાધ્યાય-સાધના અને બ્રહ્મચર્યની વિશિષ્ટપણે સિદ્ધિ થવા માટે પવિત્રતાનાં સ્પંદનોથી વ્યાપ્ત એવાં આ ક્ષેત્રોમાં નિવાસ કરવો માત્ર સહાયક જ નહીં પણ અત્યંત આવશ્યક જાણીએ છીએ.

**પ્રાયશ્ચિત્ત :**

(૧૬) પ્રાયશ્ચિત્ત કહો, પ્રાર્થના કહો, આલોચના કહો કે પ્રતિક્રમણ કહો, મૂળમુદ્દાની વાત એક જ છે અને તે એ કે પોતા વડે થયેલા દોષોને પ્રામાણિકપણે સદ્‌ગુરુ કે પરમાત્મા સમક્ષ રજૂ કરવા, પોતાથી થયેલા દોષોની સાચા ભાવથી માફી માગવી અને પ્રાયશ્ચિત્તરૂપે તેઓ જે આજ્ઞા કરે તે દંડરૂપ ગ્રહણ કરવી; જેમ કે એક આહાર છોડી દેવો, એક રસ છોડી દેવો, અમુક રકમ દાનમાં આપવી કે ઇષ્ટમંત્રની ત્રણ માળાઓનો જાપ કરવો ઇત્યાદિ.

— ઈશ્વર પ્રત્યે સાચી સમર્પણતાના ભાવ સહિત માફી માગ્યા પછી તે દોષો થયાનો ખેદ વિસ્મૃત કરવો.

— ફરીથી તે દોષો ન થાય તેવો દૃઢ નિશ્ચય કરવો.

— જે સાધક સાચા દિલથી પોતાના દોષોની શુદ્ધિની પ્રાર્થના કરે છે તેને મહાન ફળની પ્રાપ્તિ થાય છે. આમ હોવાથી જ પૂર્વાચાર્યોએ પ્રાયશ્ચિત્તને અંતરંગ તપમાં ગણી તે વડે ઘણાં કર્મોની નિર્જરા થવી (એકદેશપણે આત્માથી કર્મો છૂટી જવાં તે) કહી છે.

— દરેક કક્ષાના સાધક માટે આ એક મહાન ઉપકારી સાધન છે. મહાન ફળની પ્રાપ્તિ હોવા છતાં એમાં કોઈ મોટું કષ્ટ વેઠવું પડતું નથી તેથી આપણે તેને અવશ્ય ગ્રહણ કરીએ.

ધ્યાન :

(૧૭) ધ્યાનમાં સફળતા પ્રાપ્ત કરવા માટે પ્રથમ થોડો સમય ભક્તિ-સ્વાધ્યાય કરવાં. પછીથી આસન પર સ્થિર થઈ શરીરને શિથિલ થવા દેવું.

— સદ્‌ગુરુ કે પરમાત્માના સ્વરૂપનું, તેમના ગુણોનુ અને તેમના જીવનના બનાવોનુ ઉલ્લાસભાવથી સ્મરણ કરવું.

— ઉત્તમ શ્લોકો, ગાથાઓ અને પદ્યોનુ ધીમે ધીમે ઉચ્ચારણ કરવું અને તેમાં વર્ણવેલા શુદ્ધ આત્મતત્ત્વના ગુણોનુ ચિંતન કરવું.

— આત્માને સ્થિર પ્રકાશમય જ્યોતિરૂપે ભાવીને તેના ચૈતન્ય-આનંદથી મારું આખું શરીર વ્યાપ્ત થઈ રહ્યું છે એવા ભાવમાં ટકતાં આનંદની લહેર ઊઠે છે.

— જે આનંદની લહેર ઊઠી તેમાં પણ ચિત્તને ન જોડીને જો તેના માત્ર જાણનાર—દેખનાર તરીકે રહેવાનો પ્રયત્ન જારી

રાખવામાં આવે તો નિર્વિકલ્પ આત્મરસનો આસ્વાદ આવતાં સમાધિભાવ પ્રગટે છે.

> શુદ્ધતા વિચારે ધ્યાવે, શુદ્ધતામેં કેલિ કરે,
> શુદ્ધતામે સ્થિર વ્હૈ, અમૃતધારા બરસે.

**જ્ઞાનદાન અને સમાજશાંતિ :**

(૧૮) દાનધર્મની અનેકવિધ પ્રવૃત્તિઓ આપણા સમાજમાં દેખાય છે. પરંતુ જ્ઞાન-આરાધનામાં સહાયક થાય તેવી દાન-પ્રવૃત્તિ પ્રમાણમાં ઓછી દેખાય છે. જ્ઞાનદાનની પ્રવૃત્તિને વેગ આપવા માટે—

(अ) ઉત્તમ આધ્યાત્મિક ગ્રંથોનું વૈજ્ઞાનિક પદ્ધતિથી સુસંબદ્ધ સંપાદન હિંદી, અંગ્રેજી, ગુજરાતી, મરાઠી વગેરે ભાષાઓમાં કરીને તેવા ગ્રંથો સ્વદેશ અને પરદેશોના બધા મોટા ગ્રંથાલયોમાં મોકલવા જોઈએ.

(ब) નિવૃત્તિક્ષેત્રોમાં રહેતા સાધક, બ્રહ્મચારી વગેરે પુરુષોને ઉત્તમ ગ્રંથો વિનામૂલ્યે વાંચવા મળે તેવો પ્રબંધ કરવો જોઈએ.

(क) કેટલાક હસ્તલિખિત ગ્રંથોને પોતાની અંગત સંપત્તિ માનનારા ગ્રંથભંડારના વ્યવસ્થાપકોએ તે ગ્રંથોની ફોટોસ્ટેટ કોપીઓ કરવાની પરવાનગી આપી પ્રકાશક સંસ્થાઓના કાર્યમાં સહકાર આપવો જોઈએ, નહિતર અમૂલ્ય ગ્રંથો ઊંદર-ઊધઈના પેટમાં જશે અને પૂર્વાચાર્યોની દિવ્ય અનુભવવાણીનો કાયમને માટે વિયોગ થઈ જશે.

(ड) વર્તમાન સમાજરચના અને ભૌતિક સમૃદ્ધિની ઝાક-ઝમાળ જોઈને બુદ્ધિમાન વિદ્યાર્થી અર્થોપાર્જન કરાવવાવાળી ડિગ્રીઓને પ્રાપ્ત કરવા પ્રત્યે જ ઉદ્યમવંત છે. આ પ્રણાલિકાને સમયસર સુયુક્તિ વડે અને સુવ્યવસ્થિત આયોજનથી નવી દિશામાં ઝોક આપવો જોઈએ. દર્શનશાસ્ત્રમાં તથા આધ્યાત્મિક અને નીતિ-સદાચાર સંબંધી વિષયોમાં એમ. એ. અને પીએચ. ડી. કરનારને

ખાસ સુવિધાઓ આપવી જોઈએ અને આ કાર્યમાં સફળતા મેળવવા માટે ધર્માચાર્યો અને પ્રબુદ્ધ સંતોની સમાજ પરની વગનો ઉપયોગ કરવો જોઈએ.

લોકોમાં આધ્યાત્મિક સાહિત્ય પ્રત્યે રુચિ ઊપજે તેવા પ્રયત્નો સાધુ-સંતોએ, શિક્ષણ-સંસ્થાઓના વ્યવસ્થાપકોએ અને રેડિયો-ટેલિવિઝન તથા ચલચિત્રોના નિયામકોએ—સૌએ ભેગા થઈને કરવા જોઈએ. જો આમ કરવામાં આવે તો જ અધ્યાત્મપ્રધાન ભારતીય સંસ્કૃતિનું સંરક્ષણ થઈ શકે અને સમાજમાં પણ શાંતિ, પરોપકાર, સત્યમય જીવન, સાદગી અને પરસ્પર પ્રેમનું વાતાવરણ સર્જાય અને મહાત્મા ગાંધીજીના સ્વપ્નનું ભારત સાકાર બને.



# ૫૩ આત્મભાવના

આત્માનો જેવો મૂળ સ્વભાવ છે તેને અનુરૂપ વિચાર કરવો, મનન કરવું, સ્મરણ કરવું, મંથન કરવું, નિશ્ચય કરવો, અનુપ્રેક્ષા કરવી — આ સઘળું આત્મભાવનાના નામથી ઓળખાય છે. ટૂંકમાં કહીએ તો આત્મભાવના એટલે આત્માની ભાવના. જે ભાવનાનું લક્ષ અથવા મધ્યબિંદુ શુદ્ધાત્મતત્ત્વ હોય તેવી આત્માને શુદ્ધ કરવાના આશયથી ભાવવામાં આવતી સઘળી વિચારસરણી તે આત્મભાવના જ છે.

હવે અહીં આત્મભાવનાની આરાધના બાબત વિશેષ એ ખ્યાલમાં રાખવાનુ છે કે જેનું સ્મરણ-મનન કરવું હોય તેનુ સર્વતોમુખી જ્ઞાન આવશ્યક છે કારણ કે જેના ગુણ-લક્ષણાદિને બરાબર ન જાણતા હોઈએ તે પદાર્થનો ભાવ આપણને ભાસે નહીં, કે આપણું ચિત્ત તેમાં ચોંટે નહીં. જેમાં ચિત્ત ચોંટે નહીં તેની વિચારણા કેવી રીતે લંબાવી શકાય ? અર્થાત્ આત્માના પરિજ્ઞાન વિના આત્મભાવના યથાયોગ્યપણે બની શકતી નથી.

મૂળદૃષ્ટિએ વિચારતાં આત્મા શુદ્ધ, શાશ્વત, સચ્ચિદાનંદ-સ્વરૂપ, સહજાનંદી અને જ્ઞાતા-દ્રષ્ટાપણે રહેવાના સ્વભાવવાળો છે એમ લક્ષણ વડે જાણીને, જડ, ક્ષણભંગુર અને મલિન એવા આ દેહથી તેનુ સ્પષ્ટ રીતે ભિન્નપણું જાણવું જોઈએ. આમ એક જગ્યાએ રહ્યા હોવા છતાં દેહ અને આત્મા વસ્ત્ર અને શરીર અથવા મ્યાન અને તલવાર કે તલ અને તેલની જેમ જુદા છે, એવો અફર નિર્ધાર આત્મભાવના ભાવવા માટે આવશ્યક છે. ઘાંચીએ જેમ ઘાણી ચાલુ કરતાં પહેલાં જ તલ અને તેલનું જુદાપણું પોતાની માન્યતામાં નક્કી કરી નાખ્યું છે અને માવો બનાવનાર કંદોઈએ જેમ દૂધ સગડા પર ચડાવતાં પહેલાં જ દૂધ અને પાણીનો

સ્વભાવ જુદો છે એવો નિર્ધાર કરી લીધો છે તેમ યથાયોગ્ય ભેદજ્ઞાનની પ્રક્રિયાના અભ્યાસ દ્વારા (આત્મભાવનાના અભ્યાસ દ્વારા) દેહ અને આત્માના જુદાપણાનો અનુભવ થઈ શકે છે એવો બુદ્ધિ દ્વારા મુમુક્ષુ નિશ્ચય કરી લે છે. આ અભ્યાસને તત્ત્વપરિજ્ઞાન કહેવામાં આવે છે અને તેનો અર્થ, વસ્તુનું યથાર્થ સ્વરૂપ જાણીને તેનો નિર્ણય કરવો – એવો થાય છે.

હવે, દેહાદિથી ભિન્ન શુદ્ધ ચૈતન્યસ્વરૂપ હું આત્મા છું એવી શ્રદ્ધા અને નિર્ણય પાકાં થાય તે માટે, તેવો નિર્ણય જેમને થઈ ગયો છે તેવા સંતપુરુષનો સમાગમ વારંવાર કરવો જોઈએ. અને તેમની પાસેથી પ્રાપ્ત થયેલા બોધને વારંવાર પાકો કરવો જોઈએ. આમ, જ્યારે સત્સંગ અને સદ્બોધની આરાધનાથી સાધકમાં વિવેક, વૈરાગ્ય, સાદાઈ, સંતોષ, વિનય, ક્ષમા વગેરે ગુણોનો આવિર્ભાવ થાય છે ત્યારે તેનું સાધકપણું સુસ્થિત થાય છે, અને તેની દિનચર્યામાં સાત્ત્વિક ભાવોની વૃદ્ધિ થાય છે. ઉપ-રોક્ત ગુણો પ્રગટ થવાની સાથે હવે તેની જીવનચર્યામાં અમુક પ્રકારની સાધના નિયમરૂપે ગોઠવાઈ જાય છે. આ પ્રમાણે સ્વાધ્યાય, પ્રભુભક્તિ, દાનપ્રવૃત્તિ, તત્ત્વવિચારણા, સંત-સમાગમ આદિ જેમ જેમ સ્થિરપણાને પામતાં જાય છે તેમ તેમ આત્મભાવના વૃદ્ધિ પામતી જાય છે.

આત્મવિચાર, આત્મસ્મરણ, આત્મધ્યાન અને આત્મઅનુભવ એમ સામાન્ય રીતે ચાર પ્રકારે આત્મભાવનાની સાધનાની પરિપક્વતાની શ્રેણીઓ છે. આ પ્રકારની આત્મભાવનાની સાથે સાથે પ્રભુ અને સદ્ગુરુના સ્વરૂપની અને તેમના ગુણોની પણ આરાધના કરવાની જરૂર છે. શુદ્ધ આત્મભાવનામાં તો નિરંજન-નિરાકાર – સચ્ચિદાનંદસ્વરૂપ, જ્ઞાતા-દ્રષ્ટા-સ્વભાવવાળા આત્માની ભાવના કરવાની છે પણ આમ કરવું સામાન્ય સાધકને માટે વિકટ છે, તેથી વીતરાગ-સર્વજ્ઞ જ્ઞાન-આનંદમા સર્વથા લીન એવા ભગવાનનું

અથવા દેહધારી-સદ્દગુણસંપન્ન – કરુણાવતાર-જ્ઞાનાવતાર આત્મારામી ગુરુનુ સ્મરણ કરવાથી ચિત્તને પુષ્ટ અને સાત્ત્વિક અવલંબન મળે છે અને ચિત્તની શુદ્ધિ અને સ્થિરતા વધે છે. આમ થયે, ક્રમે કરીને આત્મભાવના ભાવવાની શક્તિ પેદા થાય છે. આ પ્રમાણે, કોઈ વાર આલંબન સહિતની આત્મભાવના અને કોઈ વાર આલંબન વગરની આત્મભાવના, એમ સતત અભ્યાસ કરવાથી આત્મધ્યાનની ભૂમિકામાં પ્રવેશ થાય છે. જેને થોડું થોડું પણ આવું આત્મધ્યાન કોઈ કોઈ વાર થાય છે તેવા મહાન સાધકને કોઈ એક વાર આત્માનો અનુભવ થઈ જાય છે, અને જ્યારે આમ બને ત્યારે જ અજ્ઞાન-અવિદ્યાની ગ્રંથિનો ઉચ્છેદ થઈ, જ્ઞાનજ્યોતિનુ પ્રાગટ્ય થઈ, આત્માનંદની એક અપૂર્વ – અદ્ભુત લહેર ઊઠે છે જેનાથી સાધક, સંત બની જાય છે અને તેના જીવનની સમસ્ત પ્રવૃત્તિઓમાં દિવ્યતા – સાહજિકતા દૃષ્ટિગોચર થાય છે તથા અનેક લૌકિક અને લોકોત્તર ગુણો તેના જીવનમાં પ્રગટ થઈ જાય છે.

આત્મભાવનાના અભ્યાસીઓને ઉપયોગી થાય એવાં કેટલાંક ઉત્તમ પદોના નમૂનાઓ નીચે ઉદ્ધૃત કરીએ છીએ જેનુ અવલંબન લેવાથી આત્મભાવનાની સારી એવી ઊંચી શ્રેણીને પ્રાપ્ત થયાનો અમારા જીવનમાં અનુભવ થયો છે :

(૧) આત્મજ્ઞાન સમદર્શિતા વિચરે ઉદય પ્રયોગ,
અપૂર્વ વાણી પરમશ્રુત સદ્દગુરુ લક્ષણ યોગ્ય.

(૨) વિષયોની આશા નથી જેને સામ્યભાવ ધન ધારે છે,
નિજપરના હિતસાધનમાં નિશદિન તત્પરતા રાખે છે.
સ્વાર્થત્યાગની કઠિન તપસ્યા ખેદરહિત થઈ સેવે છે,
તેવા સાધુ-જ્ઞાની જગતનાં દુઃખસમૂહને છેદે છે.

(૩) આગમ વિષે કૌશલ્ય છે ને મોહદૃષ્ટિ વિનષ્ટ છે,
વીતરાગ ચરિતારૂઢ છે તે મુનિ-મહાત્મા ધર્મ છે.

(૪) નિરાબાધપણે જેની મનોવૃત્તિ વહ્યા કરે છે, સંકલ્પ-વિકલ્પની મંદતા જેને થઈ છે; પંચવિષયથી વિરક્ત બુદ્ધિના અંકુરો જેને ફૂટયા છે; ક્લેશનાં કારણ જેણે નિર્મૂળ કર્યાં છે,

અનેકાંતદૃષ્ટિયુક્ત એકાંતદૃષ્ટિને જે સેવ્યા કરે છે; જેની માત્ર એક શુદ્ધ વૃત્તિ જ છે; તે પ્રતાપી પુરુષ જયવાન વર્તો. આપણે તેવા થવાનો પ્રયત્ન કરવો જોઈએ.

(૫) જ્ઞાન ધ્યાન વૈરાગ્યમય ઉત્તમ જહાં વિચાર,
એ ભાવે શુભભાવના, તે ઊતરે ભવપાર.

(૬) હું એક શુદ્ધ સદા અરૂપી, જ્ઞાનદર્શનમય ખરે,
કંઈ અન્ય તે મારું જરી પરમાણુમાત્ર નથી અરે!

(૭) મારો સુશાશ્વત એક દર્શનજ્ઞાનલક્ષણ જીવ છે,
બાકી બીજા સંયોગલક્ષણ ભાવ મુજથી બાહ્ય છે.

(૮) સૌ ભૂતમાં સમતા મને કો સાથ વેર મને નહીં,
આશા ખરેખર છોડીને પ્રાપ્તિ કરું છું સમાધિની.

(૯) નિજ ભાવને છોડે નહીં પરભાવ કંઈ પણ નવ ગ્રહે,
જાણે જુએ તે જ હું છું એમ જ્ઞાની ચિંતવે.

(૧૦) એ રીત તેથી આત્મને જ્ઞાયક સ્વભાવી જાણીને,
પરિવર્જું છું હું મમત્વ, નિર્મમભાવમાં હું સ્થિર રહું.

(૧૧) જે દૃશ્ય તે હું-સ્વરૂપ નથી, અદૃશ્ય સ્વરૂપ મ્હારું,
સ્વબુદ્ધિ છોડી આ સહુમાં, નિજ-ચેતન શરણ ગ્રહું.

(૧૨) આતમ-અનુભવ-જ્ઞાનમાં, મગન ભયા અંતરંગ,
વિકલ્પ સવિ દૂરે ગયા, નિર્વિકલ્પ રસરંગ.

(૧૩) શુદ્ધતા વિચારે ધ્યાવે, શુદ્ધતામેં કેલિ કરે,
શુદ્ધતામેં સ્થિર વ્હૈ, અમૃતધારા બરસે.

(૧૪) ખાતાં પીતાં પહેરતાં, સૂતાં બેઠાં સાર,
પ્રીતમ ચિત્ત તજીએ નહીં એક આત્મતત્ત્વવિચાર

(૧૫) વસ્તુ વિચારત ધ્યાવતૈં મન પાવૈ વિશ્રામ,
રસસ્વાદત સુખ ઊપજૈ અનુભવ યાકો નામ.

(૧૬) શ્રી સદ્‌ગુરુએ કહ્યા છે એવો નિર્ગ્રંથમાર્ગનો સદાય આશ્રય રહો. હું દેહાદિ સ્વરૂપ નથી, અને દેહ સ્ત્રી પુત્ર આદિ કોઈ પણ મારાં નથી. શુદ્ધ ચૈતન્યસ્વરૂપ અવિનાશી એવો હું આત્મા છું એમ આત્મભાવના કરતાં રાગદ્વેષનો ક્ષય થાય.

## ઉપસંહાર

શાંત-એકાંત ધર્મસ્થાનકોમાં અને પવિત્ર તીર્થધામોમાં

વારંવાર જ્ઞાન-ધ્યાનનો અભ્યાસ કરતા સત્પુરુષોનો સંગ અને સિદ્ધાંત અને અધ્યાત્મનાં શાસ્ત્રોનું વારંવાર વાચન-સ્મરણ-મનન —આ બે વસ્તુઓ ભક્તિ-વિનયપૂર્વક આરાધતાં અલ્પ કાળમાં આત્મભાવનામાં સારી એવી સફળતા પ્રાપ્ત થાય છે. માટે સાધકોને આ શ્રેણી' અપનાવવા દૃઢપણે અનુરોધ છે. ૐ શુભમસ્તુ, સત્સંકલ્પોऽસ્તુ.

## આત્મભાવનાનાં જીવંત દૃષ્ટાંતો

### [૧]

આ સદીના પ્રારંભમાં થયેલા એક મહાન યોગીની આ ભાવનાઓ છે. તે વખતે તેમની શરીર-અવસ્થા મધ્યપચીસીની હતી. અંતરમાં નિરંતર ધર્મ-આરાધનાની તીવ્ર ઝંખનાવાળા આ યુવાને ત્યાગી જીવન અંગીકાર કરતાં પહેલાંનાં ચાર-પાંચ વર્ષો દરમ્યાન કેવી કેવી ભાવનાઓ ભાવી હતી તે પ્રેરક છે, શ્રેયરૂપ છે, અનુકરણીય છે અને તેથી ઉલ્લેખનીય છે :

(अ) ત્રોટક છંદ :

પલ પલ ક્ષણ ક્ષણ પ્રભુ દેવ સ્મરું
નિર્મલ મનવચતનુ નિત્ય ધરું
સુખમાં દુઃખમાં સમ ભાવ ધરું
મનતનવચથી શુભ કાર્ય કરું. ૧

મનડું પ્રભુપ્રીતિ થકી જ ભરું
ભવસાગરને ઝટ પાર કરું.
નિજ આતમની ઝટ શુદ્ધિ કરું.
પરમાતમ પદ ઝટ શુદ્ધ વરું, ૨

(ब) સારું અને સત્ય તો જ્યાંથી મળે ત્યાંથી ગ્રહણ કરવું જોઈએ. ગચ્છભેદથી કોઈ આત્મજ્ઞાની ઉત્તમ મુનિનાં પૂજા-સ્તવનમં પક્ષપાત દર્શાવવો ઉચિત નથી.

(क) મને જે સત્ય જણાશે તે દુનિયાને જણાવીશ. ઇન્દ્રની પદવી કરતાં આત્માના ધર્મને મહાન ગણીશ. આત્મધર્મ પ્રગટાવવા પરમ પુરુષાર્થ કરીશ. ઉત્તમ બ્રહ્મચર્ય ધરીશ. જુવાન સ્ત્રી, બાળા

સાથે ખાનગી પરિચયમાં નહીં આવું. રાગદૃષ્ટિ પેદા થાય તે રીતે જાહેરમાં પણ કોઈ સ્ત્રી સાથે વાત કરીશ નહીં.

(ઙ) સત્ય દેવ, સાચા ગુરુ અને સત્યધર્મનું મને સમ્યગ્-જ્ઞાન થયું છે. ગમે તેવા સંયોગોમાં સમ્યગ્દૃષ્ટિનો ઉપયોગ રાખીશ. અનેક પ્રકારના અજ્ઞાની મનુષ્યો પર ક્રોધ, કલેશ કે અરુચિ નહીં ધરું. સાત નયોની અપેક્ષાએ અનેક દર્શન-ધર્મ-શાસ્ત્રોમાંથી સાપેક્ષિક સત્ય ગ્રહણ કરીશ અને અસત્યને અસત્યરૂપે જાણીશ.

(ચ) ત્યાગઅવસ્થાથી આત્માનો શુદ્ધોપયોગ ધારણ કરવામાં ઘણી સહાય મળશે અને નિરુપાધિક દશા પ્રાપ્ત થશે. હવે હું મારા આત્માના સ્વરૂપમાં રમીશ અને સર્વ વિશ્વજીવોની દયા પાળીશ."

આ મહાન યોગી તે ગુજરાતના મહુડી સંસ્થાનના આદ્ય-પ્રણેતા શ્રીબુદ્ધિસાગરસૂરિ મહારાજ.

[૨]

આ સદીના પ્રારંભમાં અમદાવાદમાં એક પ્રસિદ્ધ મહાત્મા થઈ ગયા. નાની ઉંમરમાં લીધેલા ગૃહત્યાગથી, ઉત્કટ વૈરાગ્યથી, સત્સંગથી, અભ્યાસથી અને નિસ્પૃહતાથી તેઓએ બે દાયકામાં તો સમસ્ત ગુજરાતના એક મહાન સંત અને લોકોપકારી પુરુષ તરીકેનું સ્થાન પ્રાપ્ત કરી લીધું હતું. જોકે સત્સમાગમ, પ્રવચન અને ઉપકારવૃત્તિને લીધે તેઓને લોકોનો પ્રસંગ પણ ઘણો રહેતો, છતાં વચ્ચે વચ્ચે જ્યારે સમય મળે ત્યારે તેઓ એકલા કેમ્પના હનુમાન તરફ, ભીમનાથના આરે, ખડ્ગધારેશ્વરની ઝાડીમાં અથવા કોટેશ્વરની ઝાડી વગેરે એકાંત સ્થળોમાં ધ્યાન કરવા ચાલ્યા જતા.

એક દિવસ દૂધેશ્વરના ઘાટ પાસેના કાશ્મીરી મહાદેવના

ઓટલા પર સાંજના સાત-આઠ વાગ્યાના સુમારે તેઓ ગયા અને બહાર ઓટલા ઉપર બેસીને પ્રભુસ્મરણ કરવા લાગ્યા. કોઈક સંન્યાસીને આ વાતની જાણ થતાં ત્યાંના મહારાજ પાસેથી ગોદડી લઈ રાત્રે વાપરવા માટે તેમને આપી. મહારાજ તો પ્રભુ-સ્મરણમાં મસ્ત હોવાથી તેમનું તે તરફ ધ્યાન ગયુ નહીં. સવારે ત્યાંના અધિષ્ઠાતા આત્માનંદ સ્વામી બહાર નીકળ્યા અને જોયુ તો આ મહાત્માને જોયા. તુરત તેઓ મહારાજશ્રીની પાસે પશ્ચાત્તાપ લેવા તૈયાર થઈ ગયા પણ આ મહાત્માને ક્યાં મોટાપણુ હતું, તેમની લગન તો પ્રભુસ્મરણમાં—આત્મ-સ્મરણમાં જ મુખ્યપણે હતી, તેથી તેવું કોઈ પ્રાયશ્ચિત્ત કરવાની જરૂર નથી એમ જણાવી ઊલટું 'પ્રભાતમાં આપનાં દર્શન થવાથી મને પ્રસન્નતા થઈ' એમ તેમણે પ્રત્યુત્તર વાળ્યો.

આ મહાત્મા તે ગુજરાતના પ્રસિદ્ધ સંત શ્રી સરયુદાસજી મહારાજ.

[૩]

યુરોપમાં સ્ટીવન નામના એક ધાર્મિક પુરુષ થઈ ગયા. તેઓ અતિ ઉદાર, નિર્ભય, ન્યાયપરાયણ અને સત્યનિષ્ઠ હતા. તેમના મિત્રોએ એક વખત તેમને પૂછ્યુ: "ધર્મદ્રોહી પુરુષો તમારા ઉપર હુમલો કરે તો તમે શું કરો?" તેમણે કહ્યું, "હું મારા મજબૂત કિલ્લાની અંદર સુરક્ષિતપણે બેસી રહીશ."

આ વાત તેમના શત્રુઓને કાને પહોંચી. લાગ જોઈને જ્યારે એક દિવસ તેઓ એકલા જતા હતા ત્યારે તેમને ઘેરીને તેઓ બોલ્યા, "ગુરુજી! બતાવો હવે તમે ક્યાં જવાના છો? તમારો કિલ્લો ક્યાં છે?" આ સાંભળી મહાત્માએ પોતાની છાતી ઉપર હાથ મૂકી કહ્યું, "આ મારો અભેદ્ય કિલ્લો છે. તમે શસ્ત્રો વડે કરીને આ ક્ષણભંગુર શરીરને કાપી નાખી શકશો પણ અંતરમાં રહેલી નિર્મળ આત્મજ્યોત તો તમે કોઈ પણ રીતે

બુઝાવી શકો તેમ નથી. હવે હું મારા આ અભેદ્ય કિલ્લામાં, પ્રવેશ કરું છું. તમે જે કરવું હોય તે કરો." આમ કહી તેઓ ધ્યાનમગ્ન થઈ ગયા.

આવી નિર્ભયતા, તેજસ્વિતા અને આત્મવિશ્વાસપૂર્વકની ધાર્મિક વૃત્તિ જોઈ શત્રુઓ વિસ્મયચકિત થઈને ચાલ્યા ગયા અને મનમાં તેમની પ્રશંસા કરવા લાગ્યા. ઈ. સ. ૧૦૫૮માં આ મહાત્માનો દેહવિલય થયો.





# મનુષ્યભવ

પ્રશ્ન : ૧ મનુષ્યભવ એટલે શું ?

ઉત્તર : ૧ મનુષ્યના આકારવાળા આ શરીરમાં જેટલો સમય રહેવાનો આપણને પરવાનો મળ્યો છે તે આપણો વર્તમાન મનુષ્યભવ છે.

પ્રશ્ન : ૨ મનુષ્યભવ કેવી રીતે મળે છે ?

ઉત્તર : ૨ અનેક પ્રકારની યોનિઓમા ભટકતો ભટકતો આત્મા મહાપુણ્યના યોગે મનુષ્યભવને પ્રાપ્ત કરી શકે છે. આથી જ જ્ઞાની પુરુષોએ મનુષ્યભવનું દુર્લભપણું અને મહત્ત્વ સમજાવ્યું છે. જેમ કે "બહુ પુણ્ય કેરા પુંજથી શુભ દેહ માનવનો મળ્યો."

પ્રશ્ન : ૩ શું મનુષ્યભવ બધા મનુષ્યોનો એકસરખો છે ?

ઉત્તર : ૩ ના. જે સાચા મનુષ્યપણાને સમજે તે સાચો મનુષ્ય થઈ શકે. આવી સમજણ સામાન્ય લોકોમાં ભાગ્યે જ જોવામાં આવે છે. તેથી માણસ ઘણુંખરું પોતાના સંજોગો પ્રમાણે પોતાને જુદા જુદા રૂપે માનવા લાગે છે, એટલે કે પોતાને સ્ત્રી, પુરુષ, યુવાન, વૃદ્ધ. બાળક, ડૉક્ટર, વકીલ, વેપારી, ઉદ્યોગપતિ, ઇજનેર, કાળો. ગોરો, ગરીબ, ધનવાન, ખેડૂત, સુથાર, લુહાર વગેરે રૂપે માને છે.

પ્રશ્ન : ૪ તો સાચું મનુષ્યપણું કોને પ્રાપ્ત થાય છે ?

ઉત્તર : ૪ જેના વડે સાચું મનુષ્યપણું પ્રાપ્ત થાય છે તે તો વિવેક છે. વિવેક વડે પોતે મનુષ્યશરીરમાં રહેલો એક અવિનાશી. ચૈતન્યસ્વરૂપ, જ્ઞાતા-દ્રષ્ટારૂપે રહેવાના

સ્વભાવવાળો પદાર્થ છે એમ જાણી તે મૂળ પદાર્થના વિકાસ અર્થે પ્રયત્ન કરે તો તેવા જીવને સાચું મનુષ્ય-પણું પ્રાપ્ત થાય.

પ્રશ્ન : ૫ મનુષ્યપણાનુ સાચું ફળ શું છે ?

ઉત્તર : ૫ ફરીથી કોઈ દેહ ધારણ જ ન કરવો પડે એટલે કે જન્મ-જરા-મરણ તથા આધિ-વ્યાધિ-ઉપાધિનો સંબંધ જ ન થાય એવી અદ્ભુત સહજ આનંદની દશા વિવેક-વૈરાગ્યની યથાર્થ સાધના વડે પ્રગટ કરવી તે જ મનુષ્ય-પણાનુ સાચું ફળ છે.

પ્રશ્ન : ૬ અમે તો ખાવું-પીવું, હરવું-ફરવું, મોજ-મજા કરવી તેને જ મનુષ્યભવનુ સફળપણું માનીએ છીએ તેનુ કેમ ?

ઉત્તર : ૬ તમો તેમ વિચારી શકો છો, પરંતુ એ બધી વાત તો પશુઓમાં પણ જોવામાં આવે છે. જો તે પ્રમાણે વર્તવામાં આવે તો પશુપણાથી મનુષ્યપણાની શું વિશેષતા ? સામાન્યપણે જે કાર્ય પશુ આદિ નથી કરી શકતાં એવું પોતાના સાચા સ્વરૂપની ઓળખાણનુ અને સાચા આનંદની પ્રાપ્તિનુ કાર્ય જો આપણે કરીએ તો જ આપણને પ્રાપ્ત થયેલા મનુષ્યભવનું સાચું સફળપણું સિદ્ધ થયુ કહેવાય, એટલે કે તેનુ ખાસ પ્રયોજન (Special - mission) સિદ્ધ થયુ કહેવાય. સાચા જ્ઞાનની ઉપાસના કરવી તથા પોતાની શક્તિ છુપાવ્યા વગર સંયમની આરાધનામાં લાગવું — આ બે મનુષ્યભવની સફળતાના આધારસ્તંભ કહ્યા છે.

પ્રશ્ન : ૭ સંસારનાં બધાં કાર્યો પૂરાં કરીને પછી જ ધર્મની આરાધના ઘડપણમા કરવાની છે ને ?

ઉત્તર : ૭ ના. બાળપણમાં જ ધર્મના ઉત્તમ સંસ્કાર પાડવા જોઈએ. પરોપકાર, સેવા, સાદાઈ, સહનશીલતા, સમૂહમાં સંપ-

ભાવના, તત્ત્વનો અભ્યાસ અને દેવ-ગુરુ-ધર્મ પ્રત્યે ભક્તિ-ભાવનાના સંસ્કાર બાળપણથી જ પાડીએ તો યુવાવસ્થા કે પ્રૌઢાવસ્થામાં તે ઉત્તમ ફળ આપી જીવનને સાત્ત્વિક અને તાત્ત્વિક આનંદથી ભરી દે છે. નહીં તો ઘડપણમાં આવા સાચા ધર્મની આરાધના મુખ્યપણે થઈ શકતી નથી. માત્ર કુળધર્મની થઈ શકે, પણ કુળધર્મ અને આત્મધર્મ એક નથી.

પ્રશ્ન : ૮ આપણે આ મનુષ્યભવમાં કેમ વર્તવા યોગ્ય છે?

ઉત્તર : ૮ સાધકોએ પોતાને મળેલા બધા સમયનો ખૂબ સાવધાનીથી સદુપયોગ કરવાનો છે. જોકે આ મનુષ્યનુ શરીર મળ, મૂત્ર, કફ, લોહી, માંસ, હાડકાં, ચરબી વગેરે અપવિત્ર વસ્તુઓથી ભરેલું છે. છતાં જ્યાં સુધી આ શરીરનો યોગ છે ત્યાં સુધીમાં મોક્ષરૂપી ઉત્તમ કાર્ય કરી શકવાની સર્વોત્તમ તક છે. આ ભવમાં આત્મજ્ઞાન. મુનિપણું, આચાર્યપણું અને વિશિષ્ટ પરોપકારીપણું સિદ્ધ કરી શકાય છે, માટે આ દેહમાં રહેવાનો પરવાનો રદ થઈ જાય તે પહેલાં જ આવા ઉત્તમ કાર્ય કરી લેવાનો મહાન ઉદ્યમ બની શકે તે પ્રમાણે વર્તવું યોગ્ય છે.

પ્રશ્ન : ૯ મનુષ્યભવનો મહિમા શાસ્ત્રોના આધારે બતાવો?

ઉત્તર : ૯ (૧) ઘડી ઘડી પલ પલ સદા, પ્રભુ સુમિરનકો ચાવ,
નરભવ સફલો વો કરે, દાન, શીલ, તપ ભાવ.

(૨) બંદે તું કર બંદગી, તો પાવે દીદાર,
ઔસર માનુષ જનમકા, બહુર ન વારવાર.

(૩) અંજલિકો નીર જૈસે જાવત શરીર તૈસે,
ધરે અબ ધીર કૈસે બીતત તમામ હૈ
જિંદગી સુધાર બંદે યહી તેરો કામ હૈ,
માનુષકી દેહ પાયી, પ્રભુસે ના પ્રીત લાયી,
વિષયોંકે જાલ માંહિં ફસિયા નિકામ હૈ
જિંદગી સુધાર બંદે યહી તેરો કામ હૈ

(૪) જે મૂર્ખ પુરુષ આ દુર્લભ માનવભવને પામીને પણ યત્નપૂર્વક ધર્મનુ આચરણ કરતો નથી તે પ્રમાદથી ચિંતાતુર થઈને પોતાને મળેલા રત્નચિંતામણિને સમુદ્રમાં ફેંકી દેનારો (અવિચારી) છે.

(૫) મનુષ્યજીવનનો ઉદ્દેશ્ય આત્મદર્શન છે અને તેની સિદ્ધિનો મુખ્ય અને એકમાત્ર ઉપાય પરમાર્થદૃષ્ટિ સહિત જીવમાત્રની સેવા કરવી તે છે.

(૬) મનુષ્યનું સાચું જીવન ત્યારે શરૂ થાય છે જ્યારે તે અનુભવે છે કે શારીરિક જીવન અસ્થિર છે અને તેનાથી સાચો સંતોષ પ્રાપ્ત થઈ શકતો નથી.

(૭) જ્યાં સુધી આ શરીર સ્વસ્થ છે, જ્યાં સુધી ઘડપણ દૂર છે, જ્યાં સુધી ઇન્દ્રિયોની શક્તિ હણાઈ ગઈ નથી અને જ્યાં સુધી આયુષ્ય પૂર્ણ થયુ નથી ત્યાં સુધીમાં જ વિવેકી મનુષ્યે આત્મકલ્યાણ અર્થે મહાન પ્રયત્ન કરવો જોઈએ. ઘરને આગ લાગ્યા પછી કૂવો ખોદવા બેસવું તે કેવી મૂર્ખતા ગણાય ?

(૮) દુરન્ત અને સારવર્જિત આ અનાદિ સંસારમાં ગુણસહિત મનુષ્યપણું જીવને દુષ્પ્રાપ્ય અર્થાત્ દુર્લભ છે. હે આત્મન્ ! તેં જો આ મનુષ્યપણું કાકતાલીય ન્યાયથી પ્રાપ્ત કર્યું છે તો તારે પોતામાં પોતાનો નિશ્ચય કરીને પોતાનું કર્તવ્ય સફળ કરવું જોઈએ. આ મનુષ્યજન્મ સિવાય અન્ય કોઈ પણ જન્મમાં પોતાના સ્વરૂપનો નિશ્ચય નથી થતો. આ કારણથી આ ઉપદેશ છે.

(૯) સંસારમાં ચાર વસ્તુઓ પામવી જીવને પરમ દુર્લભ છે : મનુષ્યપણું, સત્શાસ્ત્રનું શ્રવણ, શ્રદ્ધા અને સંયમ ગ્રહણ કરવાનો પુરુષાર્થ.

(૧૦) ચિંતિત જેનાથી પ્રાપ્ત થાય તે મણિને ચિંતામણિ કહ્યો છે; એ જ આ મનુષ્યદેહ છે કે જે દેહમાં, યોગમાં, આત્યંતિક એવા સર્વ દુઃખના ક્ષયની ચિંતિતા ધારી તો પાર પડે છે.

ચક્રવર્તીની સમસ્ત સંપત્તિ કરતાં પણ જેનો એક સમયમાત્ર પણ વિશેષ મૂલ્યવાન છે એવો આ મનુષ્યદેહ અને પરમાર્થને અનુકૂળ એવા યોગ સંપ્રાપ્ત છતાં જો જન્મમરણથી રહિત એવા પરમપદનું ધ્યાન રહ્યું નહીં તો આ મનુષ્યત્વને અધિષ્ઠિત એવા આત્માને અનંત વાર ધિક્કાર હો !






# વિવેક

પ્રશ્ન : ૧ વિવેક એટલે શું ?

ઉત્તર : ૧ સામાન્યપણે વિવેક એટલે વિશેષપણે વિચારવાની શક્તિ. અહીં સાધકની અપેક્ષાએ મારા આત્માને શું હિતકર છે અને શું અહિતકર છે એમ વિચાર દ્વારા યથાર્થ-પણે નક્કી કરવું તે વિવેક છે.

પ્રશ્ન : ૨ વિવેકની વ્યવહારજીવનમાં ઉપયોગિતા છે ?

ઉત્તર : ૨ હા. શું ખાવું, શું પીવું, શું પહેરવું-ઓઢવું, કેવી રીતે વાતચીત કરવી, કેટલા પૈસા ખર્ચ કરવા, કોની સોબત કરવી, કોનો ક્યાં કેવી રીતે વિનય-સત્કાર કરવો એ ઇત્યાદિ કાર્યોમાં વિચારપૂર્વક વર્તવું યોગ્ય છે. વ્યવહારજીવનમાં આવા વિવેકસહિત વર્તવાથી માણસ સજ્જન, માનવતાવાદી અને સદ્ગુણસંપન્ન થાય છે.

પ્રશ્ન : ૩ પરમાર્થમાર્ગમાં વિવેકનું મહત્ત્વ કઈ રીતે છે ?

ઉત્તર : ૩ પરમાર્થમાર્ગનું તો મૂળ જ વિવેક છે. જ્યાં સુધી વિવેક ઉદય ન પામે ત્યાં સુધી સાધકે મોક્ષમાર્ગમાં ચાલવાનું ખરેખર શરૂ કર્યું નથી. પ્રાથમિક ભૂમિકામાં આરૂઢ થયેલા મુમુક્ષુએ પોતાની દૈનિક ચર્યાને વિવેકપૂર્ણ બનાવવાની છે.

આ સત્સંગ છે, આ કુસંગ છે, આ ગ્રંથ લાભદાયી છે, આ ગ્રંથ નિરર્થક છે, આ ભક્ષ્ય છે, આ અભક્ષ્ય છે, આનાથી પ્રમાદ વધશે, આનાથી પ્રમાદ નહીં થાય, આ પ્રસંગમાં જવાથી રાગ વર્ધમાન થશે. આ પ્રસંગથી વૈરાગ્યને પોષણ મળશે, આ ચામડાની વસ્તુઓનો વપરાશ, રાત્રિભોજન, પાણી યત્ના વગર

ગમે ત્યાં ઢોળવું વગેરે સ્થૂળ હિંસાનાં કારણો છે. સિનેમા–નાટક, ગપ્પાં મારવાં, નિંદા કરવી, અશ્લીલ શબ્દો બોલવા વગેરેથી સમયનો દુર્વ્યય છે: પોતાની બડાઈ કરવી. હદ ઉપરાંત ખાવું કે ઊંઘવુ, વ્યસનોનું સેવન, ખાસ કારણ વગર કલબ વગેરેમાં જવું. ચુસ્ત-રંગબેરંગી વસ્ત્રો પહેરવાં. વડીલ-વિદ્વાન-સંત-મુનીશ્વરાદિનો સત્કાર-વિનય ન કરવો. સારી ટેવો ન પાડવી વગેરે સ્વચ્છંદવૃત્તિના દ્યોતક છે. આમ. વિવિધ પ્રકારે અંતર્વિચારણા કરીને જીવન ઉન્નત બને તેમ વર્તવું તે સાધકના ધર્મજીવનમાં વિવેકપૂર્ણ દૃષ્ટિ ઉદય પામ્યાનુ સૂચન કરે છે અને તેથી તે અવશ્ય કર્તવ્ય છે.

આગળની ભૂમિકામાં મારો આત્મા કેવી રીતે વર્તી રહ્યો છે? હું જે શ્રદ્ધી રહ્યો છું અને જાણી રહ્યો છું તેથી મારો આત્મા બંધનને પામશે કે બંધનથી છૂટશે? એમ વારંવાર સમયે સમયે અને પ્રસંગે પ્રસંગે જે પોતાનાં વર્તનની ચકાસણી કરી. પૃથક્કરણ કરી. જેમ પોતાને મોહ-મમતા ઘટે અને વિવેક-સમતા વધે તેમ વર્તે તે જીવને ક્રમે કરીને જીવનમાં વિવેકનો ઉદય થાય છે.

પ્રશ્ન ૪ આવા વિવેકની આરાધનાનો ક્રમ કેવી રીતે અંગીકાર કરવો?

ઉત્તર: ૪ વિવેકની આરાધના દ્વારા મોહ-મમતાનો નાશ કરવો તે સાધકનું લક્ષ છે. તે મોહનો નાશ બે પ્રકારના વિવેકથી છે. ઊલટું શ્રદ્ધાન અને ઊલટું જ્ઞાન જેના વડે નાશ પામે તે પ્રથમ પ્રકારનો વિવેક. અને સર્વ મોહમમતાનો જેના વડે નાશ થાય તે બીજા પ્રકારનો વિવેક (અર્થાત્ સમતા). વિવેક અને સમતાની સાધના સાપેક્ષ છે. અન્યોન્યાશ્રિત છે, એકબીજાની પૂરક છે.

પ્રથમ. અવિવેક અથવા મોહનો નાશ કરવા માટે શ્રીસદ્ગુરુની પાસેથી તત્ત્વજ્ઞાનનો બોધ પ્રાપ્ત કરવો જોઈએ અને મળેલા

બોધને અનુસરવાનો પુરુષાર્થ કરવો જોઈએ. દેહ આદિ જગતના જડ પદાર્થોમાંથી આત્મબુદ્ધિ છોડવાનો અભ્યાસ કરવો જોઈએ અને તે દૃઢ કરવા સત્સંગ, શાસ્ત્રાધ્યયન, પ્રભુભક્તિ અને સદ્ગુણસંપાદનની આરાધનામાં આત્મજાગૃતિપૂર્વક લાગી જવું જોઈએ. જેમ જેમ આ પુરુષાર્થનું દૃઢપણે અનુસરણ થાય છે તેમ તેમ જીવઉપરથી મોહની પકડ ઢીલી થતી જાય છે. આ પકડ ઘણી ઢીલી થઈ જતાં તત્ત્વવિચારના બળથી તે છેવટે છૂટી જાય છે, અને સાધક અજ્ઞાનનો નાશ કરી જ્ઞાની — સંત બને છે.

સમતાની વિશેષ સાધના વડે મમતાનો સર્વથા નાશ કરવા વિશિષ્ટ વ્રતાચરણ અને તપની આવશ્યકતા છે; જેમાં એકાંતસાધના, મૌન, અલ્પાહાર, બ્રહ્મચર્ય, સતત આત્મજાગૃતિ અને અંતે ઉત્તમ આત્મધ્યાન દ્વારા મહાઆનંદપ્રદ સમાધિદશાની વારંવાર પ્રાપ્તિ થઈ સર્વ કર્મબંધનનો અને મમતાનો નાશ થવાથી જીવન્મુક્ત દશા પ્રગટે છે.

આમ સામાન્યપણે વિવેકપ્રાપ્તિનો ક્રમ કહ્યો. વિશેષ ગુરુગમથી જાણવા યોગ્ય છે.

પ્રશ્ન : ૫ સાધનામાં વિવેકની ક્યાં સુધી જરૂર છે?

ઉત્તર : ૫ સાધનામાં પૂર્ણ સમતા પ્રગટ થતાં સુધી વિવેકની જરૂર છે. આત્મજ્ઞાન પહેલાં તેમ જ આત્મજ્ઞાન પછી પણ નિરંતર વિવેકપૂર્વક જ વર્તવું યોગ્ય છે. જ્ઞાનીને જે વિવેક પ્રગટ થઈ ચૂક્યો છે તે દ્વારા બાકી રહેલા બંધનને તોડવા માટે જ્ઞાની મહાન વિવેકથી અને મહાન ઉદ્યમથી વર્તે છે અને તેના ફળરૂપે જ તે મમતાનો મૂળથી ઉચ્છેદ કરી પૂર્ણપદને પ્રાપ્ત કરે છે. જીવનમાં હરઘડી જે જાગ્રતપણે ન વર્તતો હોય તે પુરુષ ઉત્તમ મુમુક્ષુ પણ નથી તો તે જ્ઞાની કેવી રીતે હોઈ શકે? શાસ્ત્રકાર ભગવંતોએ તો જ્ઞાનીને નિરંતર જ્ઞાન-વૈરાગ્યની

શક્તિ દ્વારા રાગના સર્વ યોગોનો સંક્ષેપ કરી એક શુદ્ધ — સચ્ચિદાનંદસ્વરૂપ આત્મામાં જ સંતુષ્ટ રહેવાની, લીન રહેવાની અને તેમાં જ તન્મય થઈ જવાની આજ્ઞા કરી છે.

જે આત્મજાગૃતિરૂપ વિવેકને ચૂકે છે તે સાધનામાર્ગથી ભ્રષ્ટ થઈ સંસારપરિભ્રમણને પ્રાપ્ત થાય છે—પછી ભલે તે જ્ઞાની હોય કે અજ્ઞાની.

આવો પરમ ઉત્કૃષ્ટ. અચિંત્ય માહાત્મ્યવાળો, પૂર્ણપદની પ્રાપ્તિ કરાવનારો શ્રીસદ્‌ગુરુઓનો બોધ આ કાળે વિરલ પુરુષો ધારણ કરે છે અને જે ધારણ કરે છે તેને નમસ્કાર કરીએ છીએ.

પ્રશ્ન : ૬ વિવેકનો મહિમા શાસ્ત્રોના આધારે બતાવો.

ઉત્તર : ૬ (૧) ગ્રહણ કરવા યોગ્ય અને છોડવા યોગ્ય તત્ત્વોનું જ્ઞાન (વિવેક) ન થયુ તો શાસ્ત્ર-અભ્યાસનો શ્રમ નિષ્ફળ ગયેલો જાણવો.

(૨) આહાર, નિદ્રા, ભય અને મૈથુન — આ ચાર તો પશુઓ અને મનુષ્યો બન્નેમાં સામાન્ય છે. એક વિવેક-જ્ઞાન જ એવું છે કે જેનાથી મનુષ્યની અન્ય પશુઓ કરતાં અધિકતા બની શકે છે.

(૩) સંસારનાં સુખો અનંતીવાર આત્માએ ભોગવ્યા છતાં તેમાંથી હજુ પણ મોહિની ટળી નહીં અને તેને અમૃત જેવો ગણ્યો એ અવિવેક છે; કારણ સંસાર કડવો છે, કડવા વિપાકને આપે છે, તેમ જ વૈરાગ્ય એ કડવા વિપાકનું ઔષધ છે તેને કડવો ગણ્યો આ પણ અવિવેક છે. જ્ઞાન, દર્શનાદિ (આત્મિક) ગુણો અજ્ઞાન. અદર્શને ઘેરી લઈ જે મિશ્રતા કરી નાખી છે તે ઓળખી ભાવઅમૃતમાં આવવું, એનું નામ વિવેક છે.

(૪) જે વિવેકી નથી તે અજ્ઞાની અને મંદ છે. તે જ પુરુષ, મતભેદ અને મિથ્યાદર્શનમાં લપટાઈ રહે છે....અલિપ્ત ભાવમાં રહેવું એ વિવેકીનુ કર્તવ્ય છે.

(૫) ઉપાસના દ્વારા વિવેક ઉત્પન્ન થાય છે. જે વિવેકી છે તે ક્ષણિક વસ્તુઓથી શોક કે સુખનો અનુભવ કરતો નથી.

(૬) સામાન્ય મનુષ્યો સત્યાર્થને બદલે માત્ર બાહ્ય દેખાવ ઉપરથી જ વસ્તુસ્વરૂપનો નિર્ણય કરે છે. નેત્ર તો બધા મનુષ્યોને હોય છે પણ વિવેકરૂપી નેત્રની પ્રાપ્તિ કરનારા મનુષ્યો ખરેખર વિરલ હોય છે.

(૭) વિવેકી પુરુષોએ શોક કરવો યોગ્ય નથી કારણ કે તેનાથી જીવનમાં પુરુપાર્થહીનતા વ્યાપે છે.

(છંદ દુમિલા)

(૮) એક બાત કહૂં શિવનાયકજી તુમ લાયક ઠૌર કહાં અટકે,
યહ કૌન વિચક્ષન રીતિ ગહી, બિનુ દેખહિ અક્ષનસોં[1] ભટકે.
અજહૂં ગુણ માનો તો સીખ કહૂં, તુમ ખોલત ક્યોં ન પટેં ઘટકે[2]
ચિનમૂરતિ આપુ વિરાજત હૈ, તિન સૂરત દેખ સુધા ગટકે.[3]

(સવૈયા એકત્રીસા)

(૯) સુન મેરે મીત તૂ નિચિંત વ્હૈકે[4] કહા બૈઠો,
તેરે પીછે કામ શત્રુ લાગે અતિ જોર હૈ.
છિન છિન જ્ઞાન નિધિ લેત અતિ છીન તેરી,
ડારત અંધેરી ભૈયા કિયે જાત ભોર[5] હૈ.
જાગવો તો જાગ અબ કહત પુકારે તોહિ,
જ્ઞાન-નૈન[6] ખોલ દેખ પાસ તેરે ચોર હૈ.
ફોરકે[7] શકતિ નિજ ચોરકો મરોર બાંધિ,
તોસે બલવાન આગે ચોર વ્હૈકે કો રહૈ.

---

૧. ઇન્દ્રિયોના બહેકાવવાથી.

૨. આત્મા ઉપર લાગેલાં અજ્ઞાનનાં પડળો.

૩. અતીન્દ્રિય આનંદનો અનુભવ થાય.

૪. થઇને.

૫. છેતરે છે.

૬. જ્ઞાનરૂપી ચક્ષુ, વિવેક

૭. સ્ફુરાવીને.



# સાચા સુખનું સ્વરૂપ

પ્રશ્ન. ૧ સુખ એટલે શું?

ઉત્તર: ૧ જગતમાં જે સુખ માનવામાં આવે છે તે ઇન્દ્રિયો અને દેહની અનુકૂળતાનુ છે. દીર્ઘકાળથી જીવને ટેવ પડી ગઈ છે કે જે વસ્તુ ઇન્દ્રિયો માગે તે તેમને આપવી. આમ કરવાથી તત્ક્ષણ પૂરતી આકુળતા મટે છે પરંતુ તુરત જ ઇન્દ્રિયો પાછી બીજી બીજી વસ્તુઓ માગે છે અને જીવ ફરીથી આકુળ થાય છે અને ફરીથી ઇન્દ્રિયોને સંતોષવાનો પ્રયત્ન કરે છે. આમ સંસારી જીવ સુખ મેળવવા મથી રહ્યો છે.

પ્રશ્ન: ૨ તો શું આ સુખી થવાનો માર્ગ નથી?

ઉત્તર. ૨ સુખ પ્રાપ્ત કરવાની આ પ્રક્રિયામાં બે મહાન દોષો છે અને તેથી આ સુખપ્રાપ્તિનો સાચો માર્ગ નથી.

પ્રશ્ન: ૩ તે દોષો કયા કયા છે?

ઉત્તર: ૩ પ્રથમ તો ઇન્દ્રિયો અને દેહ કાયમ એકસરખાં રહેતા નથી. વૃદ્ધાવસ્થામા તો તે શિથિલ થઈ જ જાય છે પણ તે ઉપરાંત પણ રોગાદિથી વચમાં ગમે ત્યારે ઇન્દ્રિયોને વિષયના પદાર્થોને ભોગવવામા વિઘ્નો નડે છે. એટલે કે આ સુખો વિઘ્નવાળા, ક્ષણિક અને પરાધીન હોય છે.

પ્રશ્ન: ૪ કોઈને એવાં વિઘ્નો ન આવે તો તો તેને સુખી કહેવો કે નહીં?

ઉત્તર : ૪ દેહ-ઇન્દ્રિયો સ્વસ્થ રહે તોપણ વિષયના પદાર્થોની પ્રાપ્તિ-અપ્રાપ્તિ ખરેખર કર્માધીન છે અને કોઈ જીવનાં કર્મ એકધારાં હોતાં નથી તેથી કર્મફળ પણ ન્યૂનાધિક હોય છે અને ઇચ્છિત પદાર્થો મળે જ એવો નિયમ ઘટતો નથી. જ્યાં ઇચ્છિત પદાર્થો ન મળે ત્યાં આકુળતા-વ્યાકુળતા અને અફસોસ થાય છે અને જીવને સુખ-શાંતિ મળતાં નથી, માટે તેને પણ સુખી ન કહેવો.

પ્રશ્ન : ૫ કોઈક પુરુષને વિશિષ્ટ પુણ્યોદય હોતાં દેહ-ઇન્દ્રિયની સ્વસ્થતા અને બાહ્ય પદાર્થોની અનુકૂળતા હોય તો તો તે સુખી ગણાય કે નહીં ?

ઉત્તર : ૫ તે બન્નેની પ્રાપ્તિ હોય છતાં જ્યાં સુધી અંતરમાં નવા નવા ભોગોની ઇચ્છા રહ્યા કરે ત્યાં સુધી આકુળતા-વ્યાકુળતા રહ્યા જ કરે છે અને જીવ બેચેન થઈ જાય છે તેથી તે ખરેખર સુખી નથી.

પ્રશ્ન : ૬ તો સાચા સુખનું શું લક્ષણ કહો છો ?

ઉત્તર : ૬ જે અતિશય છે, આત્મા વડે જ ઉત્પન્ન થયેલું છે, વિષયાતીત છે, અનુપમ છે, અનંત છે અને અવિચ્છિન્ન (અતૂટ ધારાપણે) છે તે સાચું સુખ કહેવાય છે. તેને જ પૂર્ણ આત્માનંદ કહીએ છીએ.

પ્રશ્ન : ૭ શું આવું સુખ આ જમાનામાં પ્રગટે ખરું ?

ઉત્તર : ૭ હા, આવું સુખ અત્યારે પણ પ્રગટી શકે છે. એટલે કે આ જાતનું (અતીન્દ્રિય, સ્વસંવેદનથી ઊપજતું) સુખ આત્મજ્ઞાન પ્રગટ કરી આગળ વધતાં સાતિશય નિર્વિકલ્પ સમાધિને પ્રાપ્ત થતાં મહદ્ અંશે પ્રગટી શકે છે.

પ્રશ્ન : ૮ સુખપ્રાપ્તિનો સાચો ઉપાય શું છે ?

ઉત્તર : ૮ એવો ઉપાય કરવો જોઈએ કે તત્ત્વદૃષ્ટિથી ઇચ્છા જ ઘટતી જાય અને ઘટતી ઘટતી સર્વથા નાશ પામે.

(૪) મિતાહારીપણું, અલ્પારંભીપણું, અલ્પપરિગ્રહીપણું — આ સર્વના અભ્યાસ સહિત સદ્ગુરુના અને પરમાત્માના ગુણોનુ, મુદ્રાનુ અને ચરિત્રોનુ વારંવાર સ્મરણ કરવાનો અભ્યાસ કરવો. આવા અભ્યાસથી વૃત્તિને ધીરે ધીરે નિર્મળ અને એકાગ્ર કરવી.

(૫) છેલ્લે, શુદ્ધ - સચ્ચિદાનંદ - પરમજ્ઞાનવાન - અખંડ-એકાકાર - અભેદ આત્મસ્વરૂપની ભાવના કરી અને ફરી ફરી તેમાં જ લીન થવું. સાચી શ્રદ્ધાથી, સતત અભ્યાસથી, વૈરાગ્યથી, સત્સમાગમથી, અડગ નિશ્ચયથી આ કાર્ય યથાપદવી સિદ્ધ થઈ શકે છે, જરૂર થઈ શકે છે.

પ્રશ્ન : ૧૧ સાચા સુખનો મહિમા શાસ્ત્રોના આધારે બતાવો.

ઉત્તર : ૧૧

(૧) સાહ્યબી સુખદ હોય, માન તણો મદ હોય,
ખમા ખમા ખુદ હોય, તે તે કશા કામનું;
જુવાનીનું જોર હોય એશનો અંકોર હોય,
દોલતનો દોર હોય એ તો સુખ નામનું.
વનિતા વિલાસ હોય પ્રૌઢતા પ્રકાશ હોય,
દક્ષ જેવા દાસ હોય હોય સુખ ધામનું
વદે રાયચંદ એમ સદ્ધર્મને ધાર્યા વિના
જાણી લેજે સુખ એ તો બે એ જ બદામનું.

(નારાચ છંદ)

(૨) અનંત સૌખ્ય નામ દુઃખ ત્યાં રહી ન મિત્રતા !
અનંત દુઃખ નામ સૌખ્ય પ્રેમ ત્યાં વિચિત્રતા !!
ઉઘાડ ન્યાયનેત્ર ને નિહાળ રે ! નિહાળ તું;
નિવૃત્તિ શીઘ્રમેવ ધારી તે પ્રવૃત્તિ બાળ તું.

(ચૌપાઈ)

(૩) જિમિ સરિતા સાગર મહં જાહીં, યદ્યપિ તાહિ કામના નાહીં,
તિમિ સુખ–સંપતિ બિનહિં બુલાયે, ધર્મશીલ પહં જાહિ સુભાયે.

(૪) સાત દ્વીપ નવ ખંડ લૌ, તીનિ લોક જગમાહિં
તુલસી શાંતિ સમાન સુખ ઔર દૂસરો નાહિં;

(૫) જે પુરુષ ચિત્તમાં રહેલી સર્વ કામનાઓનો ત્યાગ કરી નિઃસ્પૃહ, નિર્મમ અને નિરભિમાની થાય છે તેને શાંતિની પ્રાપ્તિ થાય છે.

(૬) જુદી જુદી જાતના કુવિચારો આપણી શાંતિ. સુખ અને વિજયના મહાન શત્રુઓ છે.

(૭) સંતોષ વડે કરીને સર્વોત્તમ સુખની પ્રાપ્તિ થાય છે.

(૮) સંસારની બધી વસ્તુઓને જ્યારે અનુભવના ત્રાજવે તોળવામાં આવી ત્યારે તે નકામી નીવડી એટલે કે નિઃસાર પ્રતીત થઈ. એકમાત્ર આત્મજ્ઞાન જ હૃદયને આનંદદાયક નીવડયું. માટે આત્મજ્ઞાન પ્રાપ્ત કરવું અને આત્મામાં સ્થિર રહેવું તે જ મનુષ્યનુ સૌથી પ્રથમ અને સૌથી મહત્ત્વનુ કાર્ય છે.



# ૫ ૭ દેવ-ગુરુનું સ્વરૂપ

પ્રશ્ન : ૧ 'દેવ' શબ્દ શું સૂચવે છે ?

ઉત્તર : ૧ 'દેવ' શબ્દ અહીં દેવગતિના જીવો માટે વાપર્યો નથી તેમ જ વળી જગતમાં પ્રસિદ્ધ અનેક પ્રકારના લૌકિક દેવો માટે પણ વાપર્યો નથી. અહીં તો મોક્ષ-માર્ગના જે નેતા છે, જેઓએ કર્મશત્રુઓનો નાશ કર્યો છે અને જેઓ જગતનાં સર્વ તત્ત્વોના જાણકાર છે તેમના માટે 'દેવ' શબ્દ વાપર્યો છે.

પ્રશ્ન : ૨ સાધનામાર્ગમાં જેમનુ નેતૃત્વ ગ્રહણ કરી શકાય તે દેવનાં શું લક્ષણ છે ?

ઉત્તર : ૨ સર્વજ્ઞ, વીતરાગ અને હિતોપદેશક હોય તે દેવ છે. અજ્ઞાનના અને રાગના સર્વ અંશો સંપૂર્ણપણે સદાને માટે નાશ કર્યા હોવાથી તેઓ સર્વજ્ઞ અને વીતરાગ (સંપૂર્ણ રાગરહિત) છે. જેનામાં આ બે ગુણો વિકાસ પામ્યા હોય તે જ પૂર્ણ હિતોપદેશક હોય છે કારણ કે કોઈ પણ કારણસર (રાગ, દ્વેષ કે અજાણપણું) તેમનાથી અહિતનો ઉપદેશ સંભવી શકતો નથી.

પ્રશ્ન : ૩ આવા દેવને શા માટે ભજવા ?

ઉત્તર : ૩ પોતાને તેમના જેવું સર્વોત્તમ પૂર્ણ જ્ઞાન અને પૂર્ણ આનંદપ્રદ પદ પ્રાપ્ત થાય તે માટે આવા દેવને ભજવા.

પ્રશ્ન : ૪ શું તેમને ભજવાથી તેમના પદની પ્રાપ્તિ થાય ?

ઉત્તર : ૪ જો તેમનું સાચું સ્વરૂપ જાણે, તેમની આજ્ઞાને બરાબર ઓળખીને તેનુ આરાધન કરે તો સાધકના અજ્ઞાનનો

નાશ થાય છે અને તેમના જેવી દશા ક્રમે કરીને અવશ્ય પ્રગટે છે.*

પ્રશ્ન : ૫ શું સર્વજ્ઞ-વીતરાગતા એ હકીકત છે કે માત્ર આદર્શ જ છે?

ઉત્તર : ૫ સર્વજ્ઞ-વીતરાગતા એ હકીકત છે.

પ્રશ્ન : ૬ અત્યારે તો કોઈ એવું દેખાતું નથી તેનુ કેમ?

ઉત્તર : ૬ જોકે અત્યારે અહીં કોઈ એવું દેખાતું નથી પણ તેથી સર્વકાળે સર્વત્ર તેનો અભાવ કહેવો તે ન્યાયયુક્ત નથી. જો જ્ઞાન અને આનંદ આત્માના ગુણ સ્વીકારો છો, જો તેનું વિશેષપણું કે ન્યૂનપણું જોઈ-અનુભવી શકો છો તો તેનો પૂર્ણ વિકાસ પણ થઈ શકે તેમ સ્વીકારવું એ સપ્રમાણ છે.

વળી સર્વજ્ઞનાં શાસ્ત્રોમાં જીવોની યોનિ. ઉત્પત્તિસ્થાન, લોકસ્વરૂપ, કર્મસિદ્ધાત આદિ અનેક વિષયોનું જે સૂક્ષ્મતાથી પ્રતિપાદન થયું છે તે જોતાં તેના કહેનારના આત્યંતિક અને અતીન્દ્રિય જ્ઞાનીપણાનો નિશ્ચય થઈ શકે છે.

પ્રશ્ન · ૭ 'ગુરુ' શબ્દથી શું સમજવુ?

ઉત્તર : ૭ મોટાપણું અને ઉચ્ચપણું જેનામાં હોય તે સામાન્યપણે ગુરુ છે. જ્ઞાન આપે – કેળવણી આપે – તે ગુરુ. અને તે અપેક્ષાએ માતા-પિતા, શિક્ષક. વડીલો, વિદ્વાનો અથવા અન્ય વિદ્યા શીખવનાર ગુરુ કહેવાય. પરંતુ અહીં તો સાધકની અપેક્ષાએ સમજવાનુ છે.

---

* જુઓ પ્રવચનસાર ગાથા ૮૦ : "જે અરિહંત(પરમાત્મા)ને દ્રવ્યથી, ગુણથી અને પર્યાયથી જાણે છે, તે પોતાના આત્માને જાણે છે અને તેનો મોહ ખરેખર નાશ પામે છે.

પ્રશ્ન : ૮ સાધકની અપેક્ષાએ ગુરુ એટલે શું ? તેઓ કેવા હોય ?

ઉત્તર : ૮ આત્માની સાચી ઓળખાણ જેમને થઈ હોય અને તે માર્ગે ચાલવા બાબતનું અન્યને યોગ્ય માર્ગદર્શન આપી શકે તેવા સામર્થ્યવાળા હોય તે સાચા ગુરુ કહેવાય

(अ) આત્મજ્ઞાન

(ब) સમતા

(क) નિઃસ્પૃહતા

(ड) અદ્ભુત સત્યાર્થ શાસ્ત્રજ્ઞપણું

ઉપર દર્શાવેલાં લક્ષણો એ સાચા ગુરુનાં મુખ્ય લક્ષણો છે.

પ્રશ્ન : ૯ આ લક્ષણોને વિશેષપણે સમજાવો.

ઉત્તર : ૯ (अ) **આત્મજ્ઞાન** : આત્માનું, પોતાના સાચા સ્વરૂપનુ જેને ભાન થયુ હોય, ઓળખાણ થયું હોય, અનુભવ થયો હોય તે આત્મજ્ઞાની કહેવાય.

(ब) **સમતા** : સમતા એટલે સમપણું, આત્માના ભાવોનું અવિષમપણું. સમતાના મૂળ સ્રોતરૂપ પોતાના આત્માના પ્રગાઢ પરિચયના બળે ઠંડું-ગરમ, માન-અપમાન, રોગ-નિરોગ, સુખ-દુઃખ, ઘર-બહાર, સોનું-માટી, સરસ-નીરસ વગેરે દ્વન્દ્વો વડે કરીને જેમનું મન આકુળ-વ્યાકુળ થાય નહીં, શાંત-સ્થિર-સ્વસ્થ-પ્રસન્ન રહે તે સમતાધારી — સમદર્શી ગુરુ ગણાય.

(क) **નિઃસ્પૃહતા** : આ લક્ષણ સ્વાર્થત્યાગ અને ભોગ-અરુચિનું દ્યોતક છે. પોતાની કે પોતાના પરિચિતોની દુન્યવી સગવડ કે સંસારી લાભની જેમને સ્પૃહા હોતી નથી તે પુરુષ નિઃસ્પૃહ છે. જેનાથી લોકોમાં પોતાની કીર્તિ – નામના – મોટાઈ વધે તેવા આશયથી તેઓ કોઈ કાર્ય કરતા નથી. ઘણુંખરું તેઓ અયાચકવૃત્તિના હોય છે, આત્મસાધનામાં રત હોય છે અને ખપ-પૂરતો જ અન્યનો પરિચય કરે છે.

(૬) **અદ્ભુત સત્યાર્થ શાસ્ત્રજ્ઞપણું**. આવા મહાપુરુષના બોધનો પરિચય પામવો તે મહાન સદ્ભાગ્ય છે પ્રથમ તો તેઓ પોતાની સાધનાના એક ભાગ રૂપે જ સ્વાધ્યાય-પ્રવચન કરે છે. તેમનું કથન સહજપણે – સરળપણે — ધારાવાહીપણે-સ્પષ્ટપણે વહે છે. તે કથનમાં સર્વત્ર પૂર્વાપર અવિરોધ અને અસંદિગ્ધતા હોય છે. જોકે બાહ્યમા તેઓ કોઈ શાસ્ત્રનું અવલંબન લઈને ઉપદેશ આપતા જણાય છે તોપણ ખરેખર તો તેમનો ઉપદેશ તેમના પોતાના જ જીવનમાથી – વ્યક્તિત્વમાંથી સ્ફુરતો હોય છે. જેમાં કોઈની નિંદા નથી અને જેમાં સાપેક્ષ દૃષ્ટિયુક્ત ઉત્તમ જ્ઞાન અને ઉત્તમ આચારનું પ્રતિપાદન સહજપણે હોય છે તેવું લૌકિક અને લોકોત્તર બન્ને દૃષ્ટિઓથી સુસપન્ન, આત્માર્થબોધક, સજ્જનોના અંતરને પ્રમોદ પમાડી પરમ પુરુષાર્થને પ્રેરક એવું સ્વાનુભવમુદ્રિત શાસ્ત્રજ્ઞપણું હોય છે તે જયવંત વર્તો! જયવંત વર્તો!!

પ્રશ્ન : ૧૦ આવા ગુરુ શું મોક્ષમાર્ગમા ઉપકારી છે?

ઉત્તર : ૧૦ ઉપકારી જ નહીં, પરમ ઉપકારી છે, પરમ અવલંબનરૂપ છે, અનિવાર્ય સાધન છે.

પ્રશ્ન : ૧૧ કઈ રીતે ગુરુ પરમ ઉપકારી છે?

ઉત્તર : ૧૧ મોક્ષમાર્ગની આરાધનાની તદ્દન પ્રાથમિક ભૂમિકારૂપ સામાન્ય તત્ત્વજિજ્ઞાસા, તે પણ મનુષ્યને ઘણુંખરું આવા ઉત્તમ પુરુષના સત્સંગ દ્વારા જ પ્રથમવાર ઉદ્ભવે છે. આમ અનાદિથી મોહનિદ્રામાં સૂતેલા જીવને પ્રથમ જગાડવાની શક્તિ આવા સુગુરુના સમાગમમાં. તેમના વચનોનાં શ્રવણ-મનનમાં કે તેમની પ્રશાત, સૌમ્ય મુખ-મુદ્રાનાં દર્શનમાં જ રહેલી છે એમ કહી શકાય

સામાન્યપણે તત્ત્વજિજ્ઞાસાને પામ્યા પછી પણ પોતાના દુર્ગુણોની નિવૃત્તિ થવા અને અનેક સદ્ગુણોની વૃદ્ધિ થવા સદ્-

ગુરુનો પ્રત્યક્ષ બોધ તથા તેમનું માર્ગદર્શન ઉપકારી છે. વળી તત્ત્વનો સૂક્ષ્મ બોધ તેમ જ મોક્ષમાર્ગમાં આગળ વધતાં, માર્ગમાં ઉદ્ભવતા અનેક જટિલ પ્રશ્નોનું સમાધાન પણ તે માર્ગે ચાલેલા છે એવા સુગુરુ જ કરાવી શકે છે. કઈ ભૂમિકાએ કયાં સાધનોને કેવી રીતે અને કેટલા પ્રમાણમાં અંગીકાર કરવાં જેથી આત્મ-શુદ્ધિની વૃદ્ધિ થતી રહે અને કોઈ અમુક દૃષ્ટિ, નય કે પક્ષનો આગ્રહ ન થઈ જાય તે પણ શ્રીગુરુ વિના કોણ બતાવે?

છેલ્લે, સાધનાની મંજિલ માત્ર સુદીર્ઘ જ છે એમ નથી પણ વચ્ચે વચ્ચે અનેક નિરાશાઓનાં વાદળોથી ઘેરાયેલી પણ છે. તેમાં સક્રિય પ્રેરણાની (Positive inspiration) તથા નૈતિક ટેકા (Moral support)ની જરૂર ઘણી વાર પડે છે. નૈતિક ટેકો આપનાર તો કોઈક વાર કોઈક મળી રહે. પણ સક્રિય પ્રેરણા આપનાર તો સજીવન દિવ્યદૃષ્ટિપ્રાપ્ત સંત જ જોઈએ; કારણ કે તે એક જ એવા છે કે જે બોલ્યા વિના પણ મહાન બોધરૂપ બની રહે છે. તેમની હાજરીમાત્ર પણ સાધક જીવોના બોલવાતા સાધના-જીવનરૂપી દીવામાં સ્વતઃ ઘી પૂરી તેને પુનર્જીવન બક્ષે છે. આવા ગુરુને ઓળખવા મહાન પાત્રતા અને પુણ્યની જરૂર છે, બાકી તેમનાં ગુણગાન તો સર્વ શાસ્ત્રકારો કે ખુદ શારદાદેવી પણ કરી શકતાં નથી. માત્ર એટલુ કહીને રહી જાય છે :

"સાહિબ સંત કછુ અંતર નાહિ."

"સત્પુરુષમાં જ પરમેશ્વર બુદ્ધિ એને જ્ઞાનીઓએ પરમ ધર્મ કહ્યો છે."

આમ વિવિધ પ્રકારે સાધકને સદ્ગુરુના ઉપકારીપણાનો સંક્ષેપ કહ્યો, વિશેષ તો પ્રત્યક્ષ સુગુરુનો સમાગમ કરવાથી સમજી શકાય એમ જાણો.

પ્રશ્ન : ૧૦ ગુરુને બદલે અમે શાસ્ત્રમાંથી જ માર્ગની પ્રાપ્તિ કરી લઈએ તો કેમ?

ઉત્તર: ૧૦ શાસ્ત્રમાં માર્ગ કહ્યો છે પણ મર્મ કહ્યો નથી. જોકે શાસ્ત્રમાં પણ પૂજ્ય શ્રીગુરુઓનો ઉપદેશ જ સંગ્રહાયેલો છે. છતા સાધકને પ્રત્યક્ષ ગુરુના ચૈતન્યથી વ્યાપ્ત અને સભર વ્યક્તિત્વ વડે જે સૂક્ષ્મ બોધ અને રહસ્યમય પ્રેરણા તથા ઉલ્લાસ પ્રાપ્ત થાય છે તે આ જગતમાં ખરેખર અજોડ છે અને આ વાત માત્ર અનુભવગમ્ય છે, તર્કગમ્ય કે વિવાદગમ્ય નથી. સંતો કહે છે: "તત્ત્વને યથાર્થપણે દર્શાવનારો શ્રી-ગુરુનો બોધ જો મારા હૃદયમાં જાજ્વલ્યમાન છે તો આ શરીરનું જેમ થવું હોય તેમ થાઓ, મને તેનો ખેદ નથી કારણ કે ગુરુઉપદેશના પ્રભાવથી અસાધારણ અને ઉત્કૃષ્ટ આનંદ દેવાવાળી મોક્ષલક્ષ્મી શીઘ્ર પ્રાપ્ત થઈ જાય છે."

"બિના નયન પાવે નહીં, બિના નયનકી બાત,
સેવે સદ્ગુરુકે ચરણ, સો પાવે સાક્ષાત."
"તેનું સ્વપ્ને જો દર્શન પામે રે,
તેનું મન ન ચડે બીજે ભામે રે."

"ગુરુકે ઉપદેશ સમાગમસે જિસને અપને ઘટ ભીતરમેં બ્રહ્માનંદ સ્વરૂપકો જાન લિયા, ઉન્હેં સાધન ઔર ક્રિયા ન કિયા."

પ્રશ્ન: ૧૧ દેવ-ગુરુનો મહિમા શાસ્ત્રોના આધારે બતાવો.

ઉત્તર: ૧૧

(૧) પ્રભુદર્શન સુખસંપદા, પ્રભુદર્શન નવ નિધિ,
પ્રભુદર્શનસે પામિયે સકલ મનોરથ-સિદ્ધિ.

(૨) ઝળહળ જ્યોતિ સ્વરૂપ તું, કેવળ કૃપાનિધાન,
પ્રેમ પુનિત તુજ પ્રેરજે. ભયભંજન ભગવાન.
અવિનાશી અરિહંત તું, એક અખંડ અમાન,
અજર અમર અણજન્મ તું, ભયભંજન ભગવાન.
નિરાકાર નિર્લેપ છો, નિર્મળ નીતિનિધાન,
નિર્મોહક નારાયણા, ભયભંજન ભગવાન.
સચરાચર સ્વયંભૂ પ્રભુ, સુખદ સોંપજે સાન,
સૃષ્ટિનાથ સર્વેશ્વરા, ભયભંજન ભગવાન.

આપ્ત એટલે વિશ્વાસ કરવા યોગ્ય પુરુષ....આપ્ત એટલે સર્વ પદાર્થોને જાણી તેના સ્વરૂપનો સત્યાર્થ પ્રગટ કરનાર. આપ્ત પુરુષ ક્ષુધા, તૃષાદિ અઢાર દોષરહિત હોય છે. ધર્મનું મૂળ આપ્ત (ભગવાન) છે. આપ્ત (ભગવાન) નિર્દોષ, સર્વજ્ઞ અને હિતોપદેશક છે.

(૧૭) જે સત્પુરુષોએ સદ્‌ગુરુની ભક્તિ નિરૂપણ કરી છે તે ભક્તિ માત્ર શિષ્યના કલ્યાણને અર્થે કહી છે. જે ભક્તિને પ્રાપ્ત થવાથી સદ્‌ગુરુના આત્માની ચેષ્ટાને વિષે વૃત્તિ રહે, અપૂર્વ ગુણ દૃષ્ટિગોચર થઈ અન્ય સ્વચ્છંદ મટે અને સહેજે આત્મબોધ થાય એમ જાણીને જે ભક્તિનું નિરૂપણ કર્યું છે, તે ભક્તિને અને તે સત્પુરુષોને ફરી ફરી ત્રિકાળ નમસ્કાર હો!

(૧૮) વીતરાગ પુરુષના સમાગમ વિના, ઉપાસના વિના આ જીવને મુમુક્ષુતા કેમ ઉત્પન્ન થાય? સમ્યક્‌જ્ઞાન ક્યાંથી થાય? સમ્યક્‌દર્શન ક્યાંથી થાય? સમ્યક્‌ચારિત્ર ક્યાંથી થાય? કેમ કે એ ત્રણે વસ્તુ અન્ય સ્થાનકે હોતી નથી.

(૧૯) આત્મા અને સદ્‌ગુરુ એક જ સમજવા. જેણે આત્મ-સ્વરૂપ લક્ષણથી, ગુણથી અને વેદનથી પ્રગટ અનુભવ્યું છે અને તે જ પરિણામ જેના આત્માનું થયુ છે તે આત્મા અને સદ્‌ગુરુ એક જ એમ સમજવાનું છે.



# ૫૮ સનાતન ધર્મ

પ્રશ્ન : ૧ સનાતન ધર્મ એટલે શું ?

ઉત્તર : ૧ જેના વડે જગતના જીવો દુઃખદર્દથી છૂટીને સુખ-સમૃદ્ધિને પામે, જેનાથી અનેક પ્રકારના દુર્ગુણો છૂટી જઈ સદ્ગુણોનો વિકાસ થઈ આત્મશુદ્ધિ વધે, જેનાથી દુર્ગતિમાં જતાં અટકી જઈ સુગતિ પામીને અંતે જન્મ-જરા-મરણ તથા આધિ-વ્યાધિ-ઉપાધિથી સર્વથા છૂટી જઈ શાશ્વત જ્ઞાન–આનંદમય દશાને પામે તેને સનાતન ધર્મ કહીએ છીએ.

પ્રશ્ન : ૨ લોકોમાં ધર્મની કેવી માન્યતા છે ?

ઉત્તર : ૨ જગતમાં અનેક પ્રકારે જીવો ધર્મની માન્યતા કરે છે અને ધર્મનું આચરણ પણ કરે છે. કોઈક મંદિર-મસ્જિદ-ગિરજાઘર–ગુરુદ્વારા જવામાં, કોઈક અમુક શાસ્ત્રો વાંચવામાં, કોઈક અમુક ગુરુ વગેરેની ભક્તિ-માન્યતા કરવામાં તો કોઈક અમુક ક્રિયાકાંડ, તીર્થયાત્રા, માનવતાનાં કાર્યો કે પરોપકારપ્રવૃત્તિમાં, વળી કોઈક અમુક વસ્તુઓનો ત્યાગ કરી દેવામાં અથવા કોઈક પોતાને ફાળે આવેલી ફરજ બજાવવાને ધર્મ માને છે.

પ્રશ્ન : ૩ શું આ માન્યતા સાચી છે ?

ઉત્તર : ૩ જ્યાં ધર્મની માન્યતા દેહાશ્રિત બુદ્ધિથી છે ત્યાં કુળ-પરંપરાગત ધર્મ હોય છે એમ જાણવું. સામાન્ય માનવી સામાજિક બુદ્ધિવાળો હોય છે અને તેથી મોટા ભાગે જે સમાજમાં તે જન્મ્યો હોય તે સમાજને આધીન હોય છે. હવે જ્યાં દેહાશ્રિત માન્યતા અને પ્રવર્તન

હોય ત્યાં તો બાપદાદાનો ધર્મ તે મારો ધર્મ એમ માન્યતા હોય છે; પણ આત્મવિકાસશીલ ધર્મની સમજણ કે માન્યતા હોતાં નથી તો પછી અનુસરણ કેવી રીતે હોય? માટે જગતના જીવોને મન જે ધર્મ છે તેને માત્ર સામાજિક કે સાંપ્રદાયિક ધર્મ જાણો. તે ધર્મના તથારૂપ આરાધનથી જીવને આ જીવનમાં સમાધિસુખની કે આગામી જીવનમાં ઉત્તમ ગતિની પ્રાપ્તિ થઈ શકતી નથી.

પ્રશ્ન: ૪ તો શું અમારી માન્યતાને ખોટી કહો છો?

ઉત્તર: ૪ ભાઈ! અમારી કે તમારી માન્યતાનો સવાલ જ નથી. અહીં તો સત્યની સમજણ અને સત્યને અનુસરવાની વાત છે.

સામાન્યપણે ઘણાખરા સાંપ્રદાયિક ધર્મોમાં પણ સત્યના કંઈક અંશો તો રહેલા હોય છે. આ અંશોમાં કાંઈક દાનની. કાંઈક પરોપકારની, કાંઈક પ્રામાણિકતાની, કાંઈક સંતોષ-સાદાઈની. કાંઈક નીતિમત્તાની, કાંઈક દયા પાળવાની, કાંઈક ગુરુભક્તિની અને કાંઈક પ્રાર્થના. પ્રાયશ્ચિત્ત કે ધ્યાનની વાતો હોય છે. આવા કેટલાક અંશોને જો તે માણસ અનુસરે તો તે કાંઈક કોમળતાવાળો અથવા સદ્ગુણી પણ બની શકે છે પરંતુ અહીં તો, આગળ ઉપર જે સનાતન ધર્મ જણાવ્યો તેની મુખ્યપણે વિચારણા કરવી છે. તેવા સત્યાર્થરૂપ ધર્મને ખરેખર માનવા કે જાણવા માટે જગતના મોટાભાગના જીવોને જિજ્ઞાસા કે રુચિ નથી. તેઓ દુનિયાનાં કાર્યોમાં એટલા બધા અને એવી રીતે મસ્ત થઈ ગયા છે કે સહેજ પણ શોભવા કે સાંભળવા જ તૈયાર નથી. તો સાચી સમજણ કે સાચી માન્યતાની ભૂમિકા સુધી તેઓ કેવી રીતે પહોંચી શકે?

આમ. પક્ષપાતરહિત થઈને પોતાના જીવનમાં વિનય. ક્ષમા, સંતોષ આદિ ગુણો જેના વડે વિકાસ પામે અને ક્રોધ, લોભ. અભિમાન આદિ વિકારો ખરેખર વિલય પામે એવા ધર્મ પ્રત્યે જ્યાં સુધી સાધક વળે નહીં, અથવા તેવો પ્રયત્ન આદરે નહીં ત્યાં સુધી તેની ધર્મ અંગેની કોઈ પણ માન્યતા યથાર્થ ગણી શકાય નહીં, કારણ કે :

"સ્વભાવની સિદ્ધિ કરે, ધર્મ તે જ અનુકૂળ."

એવું મહાજ્ઞાની પુરુષોનું વચન છે.

પ્રશ્ન : ૫ તો શું સદ્‌ગુણો જીવનમાં પ્રગટ કરવા તે જ સાચો ધર્મ છે ?

ઉત્તર : ૫ સદ્‌ગુણો પ્રગટ કરવાથી પરમાર્થધર્મ પ્રાપ્ત કરવાની યોગ્યતા પ્રગટ થાય છે. માત્ર સદ્‌ગુણો જ પ્રગટ કરે પણ તે સર્વ સદ્‌ગુણોનો મૂળ આધાર એવો જે પોતાનો શુદ્ધાત્મા તેને પ્રતીતિમાં, જ્ઞાનમાં અને અનુભવમાં ન ગ્રહણ કરે તો તે સાધકને સદ્‌ગુણસંપન્નતાની ભૂમિકા દ્વારા પ્રાપ્ત કરવા યોગ્ય પરમાર્થધર્મની પ્રાપ્તિ થાય નહીં.

માટે ધર્મસાધના ભેદાભેદરૂપ જાણો. જ્યારે વિકલ્પવાળી અવસ્થા હોય ત્યારે સદ્‌ગુણોનું આલંબન લઈ અખંડ–અભેદ—એકાકાર ચૈતન્યનો લક્ષ કરવો. આમ કરવાથી ભેદોનો નાશ થઈ અભેદ દશા પ્રગટશે. પરંતુ અભેદ દશા તો થોડી સેકંડો જ ટકે છે તેથી તેમાંથી છૂટી જતાં યથાપદવી ભેદરૂપ સદ્‌ગુણોનાં સંરક્ષણ અને આલંબન દ્વારા પોતાની દશા ટકાવી રાખવી અને ફરીથી આત્મબળ વધ્યે અભેદ દશા પ્રગટ કરવાનો ઉપર કહ્યો તેમ પુરુષાર્થ કરવો. આમ, સનાતન ધર્મની પ્રાપ્તિ તેવા પુરુષો જ કરી શકે છે જેઓ ભેદરૂપ આરાધના તથા અભેદરૂપ આરાધનાનો અવિરોધરૂપે સાધના કરી યથાયોગ્ય પદવીએ યથાયોગ્ય સાધનોને અંગીકાર કરે છે. આ પ્રમાણે અન્ને સાધનાપદ્ધતિ-

ઓની તીવ્ર મૈત્રીનો આદર કરતા થકા આત્મશુદ્ધિ અને આત્મબળને વધારતા વધારતા તે મહાપુરુષો પરમસમાધિને પામી જાય છે. માટે જ મહાત્માઓએ કહ્યું છે:

(अ) જે જ્ઞાનનયને જ ગ્રહીને ક્રિયાનયને છોડે છે તે પ્રમાદી અને સ્વચ્છંદી પુરુષને આ (અકંપ જ્ઞાનભાવમય) ભૂમિકાની પ્રાપ્તિ થતી નથી. જે ક્રિયાનયને જ ગ્રહીને જ્ઞાનનયને જાણતો નથી તે (વ્રતાદિ કરવારૂપ) શુભ કર્મથી સંતુષ્ટ પુરુષને પણ આ પરમનૈષ્કર્મ્ય ભૂમિકાની પ્રાપ્તિ થતી નથી. જે પુરુષ અનેકાન્તમય આત્માને જાણે છે (અનુભવે છે) તથા સુનિશ્ચળ સંયમમાં વર્તે છે (રાગાદિક અશુદ્ધ ભાવો છોડે છે) તે જ પુરુષ જ્ઞાનનય અને ક્રિયાનયની પરસ્પર તીવ્ર મૈત્રીને સાધીને આ (અકંપ નિજભાવમય) ભૂમિકાનો આશ્રય કરનાર બને છે.

(ब) જ્યાં જ્યાં જે જે યોગ્ય છે, તહાં સમજવું તેહ,
ત્યાં ત્યાં તે તે આચરે, આત્માર્થી જન એહ.

(क) નિશ્ચયવાણી સાંભળી સાધન તજવાં નોય,
નિશ્ચય રાખી લક્ષમાં સાધન કરવાં સોય.

પ્રશ્ન: ૬ સનાતન ધર્મ કોણ કરી શકે?

ઉત્તર: ૬ કોઈ પણ મનુષ્ય આવા ઉત્તમ ધર્મને પામી શકે છે. તેમાં અમુક જાતિ, દેશ, વેશ કે બાહ્ય આડંબરની આવશ્યકતા નથી. જેને સત્યમાં રુચિ અને નિષ્ઠા હોય તેવો કોઈ પણ આત્મા પાત્રતા પ્રગટ કરીને આવા ઉત્તમ ધર્મને પામી શકે છે.

પ્રશ્ન: ૭ ગૃહસ્થ-અવસ્થામાં રહીને ધર્મ પામી શકાય?

ઉત્તર: ૭ હા. સાચા ધર્મની પ્રાપ્તિ ગૃહસ્થ આશ્રમમાં રહીને પણ થઈ શકે છે. જેમ જેમ ચિત્તની શુદ્ધિ થતી જાય તેમ તેમ ત્યાગ-વૈરાગ્ય સહજપણે વધતા જાય છે. મહાત્માઓનો ત્યાગ પરાણે લાદેલો હોતો નથી પણ સમજણ-

પૂર્વકનો અને સાહજિક હોય છે. ધર્મની ઊંચી ભૂમિકાઓ પ્રાપ્ત કરવામાં ત્યાગી જીવન ખૂબ જ મદદગાર છે અને તેથી જ પૂર્વે મહાત્માઓએ ત્યાગીજીવનને અંગીકાર કર્યું છે.

પ્રશ્ન : ૮ સનાતન ધર્મનો મહિમા શાસ્ત્રોના આધારે બતાવો.

ઉત્તર : ૮

(૧) ધર્મ વિના ધનધામ ધાન્ય ધૂળધાણી ધારો
ધર્મ વિના ધરણીમાં ધિક્કતા ધરાય છે;
ધર્મ વિના ધીમંતની ધારણાઓ ધોખો ધરે,
ધર્મ વિના ધાર્યું ધૈર્ય ધૂમ્ર થઈ ધમાય છે;
ધર્મ વિના ધરાધર, ધુતાશે, ન ધામધૂમે
ધર્મ વિના ધ્યાની ધ્યાન ઢોંગઢંગે ધાય છે
ધારો, ધારો ધવળ સુધર્મની ધુરંધરતા,
ધન્ય ! ધન્ય ! ધામે ધામે ધર્મથી ધરાય છે.

(૨) નર્ક પશુતેં નિકાલ કરૈ સ્વર્ગમાંહિ વાસ,
સંકટકો નાશ શિવપદકો અંકુર[1] હૈ
દુખિયાકો દુઃખ હરૈ, સુખિયાકો સુખી કરે
વિઘનવિનાશ મહામંગલકો મૂલ હૈ,
ગજ[2] સિંહ ભાગ જાય, આગ નાગ હૂ પલાય,
રણ, રોગ, દધિ[3] બંધ સબ કષ્ટ ચૂર હૈ,
ઐસો દયાધર્મકો પ્રકાશ ઠૌર ઠૌર[4] હોઉ
તિંહુલોક તિંહું કાલ આનંદકો પૂર હૈ.

(૩) સમભાવી સદા પરિણામ થશે, જડ મંદ અધોગતિ જન્મ જશે,
શુભ મંગળ આ પરિપૂર્ણ ચહો, ભજીને ભગવંત ભવંત લહો.

(૪) ચારિત્ર છે તે ધર્મ છે, ને ધર્મ છે તે સામ્ય છે,
ને સામ્ય જીવનો મોહક્ષોભવિહીન નિજ પરિણામ છે.

(૫) તે ધર્મ જેહ દયાવિમળ, દીક્ષા પરિગ્રહમુક્ત જે,
તે દેવ જે નિર્મોહ છે ને ઉદય ભવ્યતણો કરે.

(૬) ભાખ્યું ભાષણમાં ભગવાન, ધર્મ ન બીજો દયા સમાન,
અભયદાન સાથે સંતોષ, દ્યો પ્રાણીને દળવા દોષ.

(૭) મનુષ્યભવ, ઉત્તમ કુળમાં જન્મ, વિસ્તૃત વૈભવ, લાંબું

---

૧. અંકુર = મૂળ, શરૂઆત. ૨. હાથી. ૩. દધિ = સમુદ્ર, દરિયો.
૪. જગ્યાએ જગ્યાએ, ઠેર ઠેર, સર્વત્ર.

# ૫૯ આત્મ સ્વરૂપ

પ્રશ્ન : ૧ આ 'આત્મા' 'આત્મા' એમ સૌ બોલે છે, કહે છે, ભજે છે તે આત્મા ખરેખર શું છે?

ઉત્તર : ૧ આ શરીરમાં રહેલી જાણવા-દેખવાની મુખ્ય શક્તિવાળી જે વસ્તુ છે તે આત્મા છે. પોતાને અને બીજાને જાણવા-દેખવા ઉપરાંત શ્રદ્ધવાની, સ્થિર થવાની, અતીન્દ્રિય આનંદરૂપ થવાની, વિચાર-વિવેકની, બળ પ્રેરવાની (વીર્યશક્તિ) આદિ અનેક શક્તિઓ પણ આત્મામાં છે. *

પ્રશ્ન : ૨ આ શક્તિઓ શરીરની જ છે, આત્માની નથી એમ માનીએ તો શું વાંધો? શરીરથી જુદો આત્મા છે તે કેવી રીતે નક્કી કરી શકાય?

ઉત્તર : ૨ (અ) મૃત્યુ થતાં જ્યારે શરીર એમનુ એમ રહે છે અને આત્મા ચાલ્યો જાય છે ત્યારે તે જાણી-દેખી શકતું નથી કે સુખદુઃખ અનુભવી શકતું નથી માટે તે જાણવા-દેખવાની ક્રિયા (જે જીવન દરમિયાન થતી હતી તે) શરીરમાં રહેલા આત્માની હતી એમ પ્રત્યક્ષ પ્રમાણથી નક્કી થઈ શકે છે.

(બ) દરેક ઇન્દ્રિય માત્ર પોતાના વિષયને જ જાણે છે–બીજી ઇન્દ્રિયના વિષયનુ જ્ઞાન કરવાને તે અસમર્થ છે. બધા વિષયોને જાણવાની – એટલે ઇન્દ્રિયજ્ઞાનને સુસંબદ્ધ અને વ્યવસ્થિત કરવાવાળી શરીરમાં રહેલી જે કેન્દ્રીય શક્તિનો ધરનાર (Abode

---

* 'સમયસાર'ની આત્મખ્યાતિ ટીકાના સર્વવિશુદ્ધજ્ઞાન અધિકારમાં આત્માની મુખ્ય ૪૭ શક્તિઓનું વર્ણન છે તે અભ્યાસીઓએ અવલોકવું.

of intellect, judgement, memory and discrimination) જે છે, તે આત્મા છે એમ જાણીએ છીએ.

(क) ઘણી વાર એવું જોવામાં આવે છે કે દૂબળા શરીરવાળો ઘણી જ્ઞાનશક્તિ ધરાવે છે અને જાડા શરીરવાળો માત્ર અલ્પ જ જ્ઞાનશક્તિ ધરાવે છે. જો શરીરમાં જ જાણવાની શક્તિ હોત તો આવો વિરોધાભાસ હોત નહિ. આમ, જ્ઞાનની શક્તિ શરીરની નથી. તે શક્તિનો ધારક કે જે આ શરીરમાં રહે છે તે આત્મા છે એમ કહીએ છીએ.

પ્રશ્ન : ૩ શું બધા આત્માઓને એકસરખા માનવા?

ઉત્તર : ૩ જોકે બધા આત્માઓમા એકસરખી શક્તિ રહેલી છે પણ તે શક્તિ જેટલા પ્રમાણમા પ્રગટી હોય તેટલો તે આત્મા મહાન છે, પૂજ્ય છે, સુખી છે. તેના ત્રણ પ્રકાર પૂર્વાચાર્યોએ પ્રકાશ્યા છે : બહિરાત્મા, અંતરાત્મા અને પરમાત્મા. જ્ઞાન-આનંદ વગેરે ગુણો જેમના પૂર્ણપણે પ્રગટ થઈ ગયા હોય અને સર્વ રાગદ્વેષાદિ દોષો જેમના નષ્ટ થઈ ગયા હોય તેવા આત્માઓને પરમાત્મા કહેવાય છે. તેઓ દેહસહિત હોય તો સયોગ-કેવળી અને દેહરહિત હોય તો સિદ્ધ-પરમાત્મા (અયોગી-કેવળી) કહેવાય છે.

પ્રશ્ન : ૪ 'બહિરાત્મા' કોને કહેવાય?

ઉત્તર : ૪ આત્મા સિવાયના બહારના પદાર્થોમા જે આત્મબુદ્ધિ કરે તે બહિરાત્મા, એટલે કે શરીર વગેરે પરવસ્તુઓમાં 'હું'પણાની માન્યતાથી જે વિભ્રમવાળો છે તે બહિરાત્મા છે. શરીરને 'હું'પણે માનવાથી શરીરના સંબંધીઓમાં પણ મારાપણાની માન્યતા થાય છે અને આમ આત્મપ્રતીતિ અને આત્મદૃષ્ટિનો લક્ષ ન રહેવાથી અને ઇન્દ્રિયો તથા મન દ્વારા જગતના પદાર્થોના ગ્રહણ-

ત્યાગમાં તત્પર અને તલ્લીન થઈ જવાથી તે પુરુષને અસીમ મોહ ઉપજે છે અને દીર્ઘસંસારપરિભ્રમણરૂપ ફળ પ્રાપ્ત થાય છે. બહિરાત્માનાં અજ્ઞાની, મિથ્યાદૃષ્ટિ, મૂઢ, અવિવેકી, ભવાભિનંદી વગેરે અનેક નામો છે.

પ્રશ્ન : ૫ અંતરાત્મા કોને કહેવાય?

ઉત્તર : ૫ આત્માને જે આત્મારૂપે જાણે છે, શરીરાદિ પદાર્થોને પોતાના માનતો નથી, તથા રાગાદિ દોષોને જે દોષરૂપ જાણે છે અને આમ જેની આત્મભ્રાંતિ એટલે અજ્ઞાન નાશ પામ્યુ છે તેવો તત્ત્વવેત્તા પુરુષ અંતરાત્મા છે. દેહાદિમાં 'હું'પણાની માન્યતા નષ્ટ થઈ હોવાથી તે પુરુષો આત્મદૃષ્ટિ વડે અંતર્મુખ થઈ બોધિ-સમાધિના માર્ગને પામેલા છે. આમ હોવા છતાં હજુ તેઓને પરિપૂર્ણ આત્મદશા (કૈવલ્ય) પ્રગટી નથી. આવા મહાન સાધક આત્માઓને સંત, જ્ઞાની, સમ્યગ્દૃષ્ટિ, મહાત્મા, સાધુ, મુનિ, આચાર્ય વગેરે અનેક નામોથી સંબોધવામાં આવે છે.

પ્રશ્ન : ૬ સાધકને ઉપયોગિતાની અપેક્ષાએ, આત્માના બીજા વિવિધ પ્રકારો કહો.

ઉત્તર : ૬ એક પ્રકારે : બધા આત્માઓમાં ચેતનસત્તા છે તે અપેક્ષાએ બધા જીવો એક પ્રકારે છે.

બે પ્રકારે : સંસારી—જેઓ જન્મમરણથી છૂટ્યા નથી;
સિદ્ધ—જેઓ જન્મમરણથી સર્વથા રહિત છે.

ત્રણ પ્રકારે : બહિરાત્મા (અજ્ઞાની)
અંતરાત્મા (જ્ઞાની)
પરમાત્મા (પૂર્ણ જ્ઞાની)

ચાર પ્રકારે : નરકગતિ, પશુગતિ, મનુષ્યગતિ અને દેવગતિમાં રહેલા આત્માઓ.

પાંચ પ્રકારે : એકેન્દ્રિય, દ્વિ-ઇન્દ્રિય, ત્રિન્દ્રિય, ચતુર્-ઇન્દ્રિય અને પચેન્દ્રિય-જેને જેટલી ઇન્દ્રિય હોય તે પ્રમાણે ઉપર્યુક્ત પાંચ પ્રકારો છે.

છ પ્રકારે : ત્રસ * જીવનો એક પ્રકાર અને પૃથ્વીકાય, પાણીકાય, વાયુકાય, અગ્નિકાય અને વનસ્પતિકાય એમ સ્થાવર જીવોના પાંચ પ્રકાર એમ કુલ છ પ્રકાર થાય.

પ્રશ્ન : ૭ આત્માના નિત્યપણાનો નિર્ધાર કેવી રીતે થઈ શકે ?

ઉત્તર : ૭ શાંતિપૂર્વક જીવનની વિચિત્રતાઓ નિહાળો. આટલાં બધા મનુષ્યોમાં કે પ્રાણીઓમા કોઈ બિલકુલ એક-સરખાં નથી. એક જ મા-બાપનાં બે બાળકોમાં એક સ્વરૂપવાન, સદાચારી, શ્રીમંત અને ધીમંત છે જ્યારે બીજો કદરૂપો, દુરાચારી, નિર્ધન અને મૂર્ખ છે. બન્નેને જીવન-કેળવણી તો સરખી જ મળી છતાં કેટલો બધો ભેદ ? આ ભેદ માત્ર આકસ્મિક ન માની શકાય. દરેક કાર્યનું કોઈ ચોક્કસ કારણ હોય છે તેમ અહીં પણ પૂર્વકર્મરૂપ કારણ છે (જેને અવિવેકી લોકો just chance just luck કહે છે.). જો આ પૂર્વકર્મ છે તો તેનો કરનારો એવો આત્મા પણ પૂર્વે હોવો જોઈએ. આ ભવ પહેલા આત્મા હતો તેમ નક્કી થતાં પુનર્જન્મનો નિર્ધાર થાય છે જે આત્માનું નિત્યપણું સાબિત કરે છે. મોર-સાપ, ઉંદર-બિલાડી વગેરેને જન્મ-

---

* ત્રસનામકર્મના ઉદયનું નિમિત્ત હોતાં જેઓ હરીફરી શકે તે જીવો ત્રસ કહેવાય છે અને તેમ કરી શકે નહિ તેઓ સ્થાવર (એક જ જગ્યાએ સ્થિર રહેનારા) કહેવાય છે.

જાત વેર કોઈ પણ પ્રકારની આ જન્મની કેળવણી વિના હોય છે તે પૂર્વજન્મના સંસ્કાર સૂચવે છે. આ ઉપરાંત કેટલાક સંતોને અથવા અન્ય વ્યક્તિઓને પૂર્વજન્મનું સ્મરણ થાય છે જે સ્પષ્ટપણે આત્માનું નિત્યપણું સાબિત કરે છે.

પ્રશ્ન : ૮ આત્મા બંધનમાં છે તે કેવી રીતે માનવું ? બંધનમાંથી તે છૂટી શકે ?

ઉત્તર : ૮ જગતના જીવો જ્ઞાન અને આનંદને પ્રાપ્ત કરવા નિરંતર પ્રયત્ન કરી રહેલા દેખાય છે તે એમ પુરવાર કરે છે કે તેમનાં જ્ઞાન અને આનંદ ઊણાં છે, અધૂરાં છે. જ્ઞાન અને આનંદ સ્વભાવમાં તો પૂર્ણ છે અને પ્રગટમાં અધૂરાં છે માટે આ જ્ઞાન-આનંદનો પ્રગટ અનુભવ રોકનારું કોઈ કારણ હોવું જોઈએ, અને જે કારણ છે તે જ બંધન છે, તે બંધનને વશ વર્તવાથી આ આત્માનો પૂર્ણજ્ઞાન-આનંદ સ્વભાવ પ્રગટ અનુભવમાં આવતો નથી. સન્માર્ગની આરાધના દ્વારા આત્માની શક્તિઓનું પરિજ્ઞાન પ્રાપ્ત કરી તેમની ઉપાસનાથી બંધનરહિત દશા પ્રગટ કરી શકાય છે.

પ્રશ્ન : ૯ સન્માર્ગની આરાધના દ્વારા આ આત્મિક શક્તિઓને જાણવાથી અને ઉપાસવાથી શો ફાયદો છે ?

ઉત્તર : ૯ જ્યારે આત્માની ઉપાસના કરવામાં આવે ત્યારે પ્રથમ તેની સાચી શ્રદ્ધા અને ઓળખાણ થતાં આત્મદર્શન અને આત્મજ્ઞાન પ્રગટે છે અને આત્માનો સત્ય આનંદ પણ અંશે (સ્વસંવેદન દ્વારા સ્વાનુભવ પ્રગટ થવાથી) પ્રગટે છે. જેમ જેમ ઉપાસના આગળ વધે તેમ તેમ વિશેષ આનંદ પ્રગટતો જાય છે. આમ, આત્મશક્તિઓની ઉપાસનાથી ક્રમે કરીને પૂર્ણ શાશ્વત આનંદની પ્રાપ્તિ અને સર્વ દુઃખોનો સર્વથા ક્ષય

થતો હોવાથી તે ઉપાસના વિવેકી પુરુષોએ સર્વ પ્રકારે સંમત કરી છે.

પ્રશ્ન : ૧૦ આત્માની શક્તિઓ કયા ક્રમથી પ્રગટે?

ઉત્તર : ૧૦ આત્માની અનંત શક્તિઓ છે તે બધી શક્તિઓ ક્રમે કરીને, સાચી સાધનાપદ્ધતિને અનુસરવાથી, જેમ જેમ પ્રતિસ્પર્ધી કર્મોને હટાવવામાં આવે તેમ તેમ પ્રગટ થાય છે.

પ્રશ્ન : ૧૧ આત્માની શક્તિઓ જે સાધનાપદ્ધતિ દ્વારા પ્રગટે તે સાધનાપદ્ધતિ બતાવો.

ઉત્તર : ૧૧ સાચી શ્રદ્ધા, સાચું જ્ઞાન અને સાચું આચરણ – આ ત્રણની એકત્વરૂપ અને અવિરુદ્ધ સાધના કરવાથી આત્મશક્તિઓનો પ્રકાશ થાય છે.

પ્રશ્ન : ૧૨ આવી સાધના દૈનિક જીવનમાં કયો ક્રમ સેવવાથી સિદ્ધ થઈ શકે તે વિગતવાર, વિસ્તારથી અને વ્યાવહારિક પદ્ધતિથી ( by practical methods) જણાવો.

ઉત્તર : ૧૨ તે સાધનાની બે ભૂમિકા છે : પ્રથમ ભૂમિકામા મુખ્યપણે અજ્ઞાનના નાશ દ્વારા આત્મબોધની અને આત્મશાંતિની પ્રાપ્તિ કરવાની છે બીજી ભૂમિકામાં સ્થિરતારૂપ વિશિષ્ટ સંયમ દ્વારા આત્માના સાતિશય, અતીન્દ્રિય અને તાત્ત્વિક આનંદની પૂર્ણપણે પ્રાપ્તિ કરવાની છે.

પ્રશ્ન : ૧૩ પ્રથમ ભૂમિકારૂપ આત્મબોધ અને આત્મશાંતિની પ્રાપ્તિનો ક્રમ અને ઉપાય સવિસ્તર બતાવો.

ઉત્તર : ૧૩ સૌ પ્રથમ, મારે શાશ્વત અને સત્ય આનંદ પ્રાપ્ત કરવો છે એવો અફર નિર્ણય કરવો. ત્યાર બાદ તેવો આનંદ થોડો કે વધુ જેમને પ્રાપ્ત થયો હોય તેવા

સાચા સંત પાસે જવું.+ તેમના સાન્નિધ્યમાં રહી તેમનો પરિચય કરવો. તેમના પ્રવચન-સત્સંગમાં જે સામાન્ય ઉપદેશ હોય છે તેમાં સમજણપૂર્વક રસ અને ઉત્સાહ લઈને, તેની નોંધ કરીને, પોતાની પાત્રતા વધારવી. આમ વારંવાર તેમના સમાગમને અને બોધને સમજવાથી અને અનુસરવાથી સાધકની ભૂમિકા એક-બે વર્ષમાં તૈયાર થાય છે. આ ભૂમિકા તૈયાર થાય ત્યારે, સંત સાધકને વિશિષ્ટ બોધ આપે છે જેમા સતત આત્મજાગૃતિરૂપી મહામંત્રની દીક્ષા દ્વારા સ્વરૂપ-અવલોકનની લોકોત્તર કળામાં તેને પ્રવીણ બનાવવામાં આવે છે. આ કળાની સતત સાધના દ્વારા થોડા કાળમાં તે સત્યસાધક સાધનાની વિવિધ ભૂમિકાઓનું સફળતા-પૂર્વક આરોહણ કરી આત્મસાક્ષાત્કારની દશાને પામવાથી સંત બની જાય છે. આ સામાન્ય ક્રમની આરાધનાથી તે હવે આત્મબોધ અને આત્મશાંતિનો સ્વામી થાય છે.

પ્રશ્ન : ૧૪ તો શું સંતનો સમાગમ અને આશ્રય ન મળે તો આત્મબોધની પ્રાપ્તિ ન થાય?

ઉત્તર : ૧૪ સામાન્યપણે તો તેમ જ છે. પરંતુ અહીં અપવાદ પણ છે. પૂર્વભવના કોઈક વિરલ, સંસ્કારી અને આરાધક જીવને સત્શાસ્ત્રના સુયોગ દ્વારા અથવા દુઃખના સંયોગ દ્વારા અથવા અન્ય કારણથી સન્માર્ગ પ્રત્યે વળવાનું બની શકે છે અને તે પણ માર્ગારૂઢ થઈ શકે છે.

પ્રશ્ન : ૧૫ આત્મસાધનાની બીજી ભૂમિકા કઈ છે?

ઉત્તર : ૧૫ પ્રાપ્ત થયેલા આત્મબોધનું રક્ષણ કરવું, તેને વર્ધમાન કરવો અને સંયમની સાધના દ્વારા આત્મસ્થિરતાનો

---

+ જુઓ "દેવ-ગુરુનું સ્વરૂપ" એ નામનું પ્રકરણ.

અભ્યાસ સિદ્ધ કરવો તે આત્મસાધનાની બીજી ભૂમિકા છે.

પ્રશ્ન : ૧૬ તે આત્મસાધનાની પદ્ધતિ કાંઈક વિસ્તારથી કહો.

ઉત્તર : ૧૬ સાચું જ્ઞાન પ્રગટ થવાથી સાધકને તાત્ત્વિક આત્મ-પ્રતીતિ પ્રગટે છે. તેનાં બળ-ઉલ્લાસ-ઉત્સાહ અને ધગશ વધી જાય છે. પરમાત્મતત્ત્વ પ્રત્યે તેને અપૂર્વ પ્રેમ પ્રગટે છે. પ્રાપ્ત થયેલા આત્માના આંશિક અનુભવના બળે તે નિઃશંક અને મહદ્ અંશે નિર્ભય બની જાય છે.

તેના જીવનમાં ક્રમે કરીને અનેક પરિવર્તન આવે છે. પહેલાં તેને દુનિયાની વાતોમાં અને પ્રસંગોમાં જેવો રસ હતો તેવો રસ હવે રહેતો નથી, કારણ કે તેના રસની અને પુરુષાર્થની દિશા હવે બદલાઈ ગઈ છે. વિશિષ્ટ સાત્ત્વિક આચારના દ્યોતક એવાં ક્ષમા. વિનય, શાંત સ્વભાવ, સર્વ જીવો પ્રત્યે મૈત્રીભાવ અને તેથી નિષ્પન્ન થતો કરુણાભાવ, નિવૃત્તિક્ષેત્રોમાં સત્સંગની આરાધનામાં વિશેષ રસ, એકાતમાં મૌન અને ધ્યાન-સ્મરણ-ચિંતન, સૂક્ષ્મદૃષ્ટિસહિતની અધ્યયનશીલતા, કોઈની પણ નિંદાનો અભાવ, સાદો-સાત્ત્વિક મિતાહાર, હિતકારી, સૌમ્ય-સત્ય-પ્રિય વાણી, અયાચકપણું તથા ધર્મલોભી જીવોને સત્યધર્મની પ્રાપ્તિનુ કારણ બને તેવાં પરોપકારનાં કાર્યોમા નિષ્ઠાવાનપણું ઈત્યાદિ ઉત્તમ ગુણો તેના જીવનવ્યવહારના પ્રત્યેક પ્રસંગોમા દેખાઈ આવે છે.

ટૂંકમાં, પ્રસન્નતાસહિત અને આત્મજાગૃતિપૂર્વક અંતર્મુખ સાધના દ્વારા જ્યાં આત્મશુદ્ધિની વૃદ્ધિ થઈ રહી હોય એવી જીવનપદ્ધતિ તે આત્મસાધનાની બીજી ભૂમિકાનુ મુખ્ય લક્ષણ છે. બાકી તો. બધાય સંતો બાહ્ય પ્રવૃત્તિમાં એકસરખી રીતે વર્તે તેવું પ્રાયે બનતું નથી.

સાધનાની આ ભૂમિકાની પૂર્ણતાએ પહોંચનાર સાધકનો આત્મા સર્વથા શુદ્ધ થઈ જાય છે. તેને જ આત્મામાંથી પરમાત્મા અથવા જીવમાંથી શિવ અથવા પુરુષમાંથી પુરુષોત્તમ વગેરે અનેક નામોથી સંબોધવામાં આવે છે. તે સર્વજ્ઞ, વીતરાગ અને અનંત આનંદનો શાશ્વત ભોક્તા બની રહે છે.

પ્રશ્ન : ૧૭ આત્મસ્વરૂપ અને તેનો મહિમા શાસ્ત્રોના આધારે બતાવો.

ઉત્તર : ૧૭

(૧) જે દ્રષ્ટા છે દૃષ્ટિનો, જે જાણે છે રૂપ,
અબાધ્ય અનુભવ જે રહે, તે છે જીવસ્વરૂપ.

(૨) સ્પષ્ટ સ્વાનુભવે વ્યક્ત, અક્ષયી દેહવ્યાપક,
આનંદધામ આ આત્મા, લોકાલોક પ્રકાશક.

(૩) એક જીવદ્રવ્યમેં અનંત ગુણ વિદ્યમાન
એક એક ગુણમેં અનંત શક્તિ દેખિયે;
જ્ઞાનકો નિહારિયે તો પાર યાકો કાહૂ નાહિં,
લોક ઓ અલોક સબ યાહિમેં વિશેખિયે[1]
દર્શનકીર[2] ઓર જો વિલોકિયે તો વહી જોર
છહોં[3] દ્રવ્ય ભિન્ન ભિન્ન વિદ્યમાન પેખિયે;
ચારિત્રસોં થિરતા અનંતકાલ થિરરૂપ,
ઐસે હિ અનંત ગુણ ભૈયા સબ લેખિયે.

(૪) આત્મા છે તે નિત્ય છે, છે કર્તા નિજ કર્મ;
છે ભોક્તા વળી મોક્ષ છે, મોક્ષ ઉપાય સુધર્મ.
દર્શન ષટે સમાય છે, આ ષટ સ્થાનક માંહિ,
વિચારતાં વિસ્તારથી, સંશય રહે ન કાંઈ.

(૫) ચેતન જો નિજ ભાનમાં, કર્તા આપ સ્વભાવ,
વર્તે નહિ નિજ ભાનમાં, કર્તા કર્મ પ્રભાવ.

(૬) છહોં દ્રવ્ય નવ તત્ત્વતેં, ન્યારો આતમરામ,
દ્યાનત જો અનુભવ કરે, તે પાવૈ શિવધામ.

(૭) આત્મા દ્રવ્યે નિત્ય છે પર્યાયે પલટાય,
બાળાદિ વય ત્રણ્યનું જ્ઞાન એકને થાય.

(૮) નહિ વિશુદ્ધ અનુભવ વિના, શુદ્ધ સ્વરૂપ પમાય;
અતીન્દ્રિય પરબ્રહ્મ શત-શાસ્ત્ર યુક્તિથી બાહ્ય.

(૯) અહો! અનંત બળનો સ્વામી એવો આ આત્મા ધ્યાનની શક્તિથી ત્રણે લોકમાં ખળભળાટ મચાવી શકે તેવા સમસ્ત વિશ્વને પ્રકાશનારા કેવળજ્ઞાનને પ્રાપ્ત કરી શકે છે.

(૧૦) જેનુ મનન મન દ્વારા નથી થઈ શકતું પરંતુ જેની શક્તિથી જ મન મનન-વ્યાપારમાં સફળ બની શકે છે તેને તમે આત્મા (બ્રહ્મ) જાણો.—

(૧૧) નિર્મળ, અત્યંત નિર્મળ, પરમ શુદ્ધ, ચૈતન્યઘન,
પ્રગટ આત્મસ્વરૂપ છે.
સર્વને બાદ કરતાં કરતાં જે અબાધ્ય અનુભવ રહે છે
તે આત્મા છે.
જે સર્વને જાણે છે તે આત્મા છે.
જે સર્વ ભાવને પ્રકાશે છે તે આત્મા છે.
ઉપયોગમય આત્મા છે.
અવ્યાબાધ સમાધિસ્વરૂપ આત્મા છે.
આત્મા છે. આત્મા અત્યંત પ્રગટ છે, કેમ કે સ્વસંવેદન
અનુભવમાં છે.
તે આત્મા નિત્ય છે, અનુત્પન્ન અમલિન સ્વરૂપ હોવાથી
ભ્રાંતિપણે પરભાવનો કર્તા છે.
તેના ફળનો ભોક્તા છે.
ભાન થયે સ્વભાવપરિણામી છે.
સર્વથા સ્વભાવપરિણામ તે મોક્ષ છે.

---

૧. દેખીએ. જોઈએ. ૨. શ્રદ્ધા. ૩. જીવ, પુદ્ગલ, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, કાળ અને આકાશ આ છ દ્રવ્યો વડે જ સમસ્ત વિશ્વ બનેલું છે, એમ જૈનદર્શનકારો માને છે.



# અધ્યાત્મ

પ્રશ્ન : ૧ અધ્યાત્મ એટલે શું ?

ઉત્તર : ૧ સ્વ-ભાવને સ્વ-ભાવરૂપે યથાર્થપણે ઓળખી તે અંગીકાર કરવો અને પર-ભાવને પર-ભાવરૂપે યથાર્થપણે ઓળખી તેને અંગીકાર ન કરવો તે અધ્યાત્મ છે.

પ્રશ્ન : ૨ આ અધ્યાત્મની જીવનમાં શું અગત્ય છે ?

ઉત્તર : ૨ પૂર્વાચાર્યોએ અનેક પ્રકારની વિદ્યાઓમાં મુખ્ય ચૌદ વિદ્યાઓ કહી છે. આ ચૌદ વિદ્યાઓમાં શાશ્વત આનંદને આપનારી, સર્વોપરી વિદ્યા તે અધ્યાત્મવિદ્યા છે, માટે શાશ્વત આનંદના ઇચ્છુકે તે વિદ્યા જાણવી રહી—પામવી રહી.

પ્રશ્ન : ૩ અમે શાસ્ત્રોમાંથી આત્માના શુદ્ધ-બુદ્ધ-સચ્ચિદાનંદ સ્વરૂપને વાંચી અને જાણી લીધું છે તેથી હવે અમને પણ અધ્યાત્મની પ્રાપ્તિ ખરી કે નહીં ?

ઉત્તર : ૩ દુનિયાનો સર્વોત્તમ આનંદ જો એમ ઉપલક જાણપણાથી મળતો હોત તો તો જગતમાં ઘણા જીવોને તે પ્રાપ્ત થઈ જાત. જાણવાથી માત્ર માહિતી પ્રાપ્ત થાય. એટલા માત્રથી કાર્ય સિદ્ધ થતું નથી.

પ્રશ્ન : ૪ દોરડામાં સર્પની ભ્રાંતિ થઈ હોય તે દૂર થતાં ભય જતો રહે છે તેમ આત્માના શુદ્ધ સ્વરૂપના જાણપણાથી સાચા અધ્યાત્મી બની શકાય કે નહીં ?

ઉત્તર : ૪ માત્ર જાણપણાથી સાચા અધ્યાત્મી ન બની શકાય. આ જીવ અનાદિ કુસંસ્કારને વશ હોવાથી તેવું જાણપણું તુરત જ ભૂંસાઈ જાય છે, માટે પ્રાપ્ત થયેલો

બોધ સાધકમાં પરિણામ પામે તે માટે તેનો વારંવાર અભ્યાસ કરવો જોઈએ; અને તેવો અભ્યાસ કરવા માટે જરૂરી એવી પાત્રતાના વિવેક, ઉપશમ, તિતિક્ષા, વૈરાગ્ય આદિ જે ગુણો—તે જીવનમાં પ્રગટાવવા જોઈએ.

પ્રશ્ન : ૫ આવો અભ્યાસ તો કષ્ટદાયક લાગે છે. તેની શી જરૂર છે?

ઉત્તર : ૫ કોઈ પણ ઉત્તમ કાર્ય કરવું હોય તો અલ્પ કષ્ટ તો વેઠવું પડે, તો આ સર્વોત્કૃષ્ટ કાર્ય વિશિષ્ટ પરિશ્રમ વિના કેવી રીતે સંપાદન કરી શકાય? સાચી નિષ્ઠાપૂર્વક અભ્યાસ કરવાથી પૂર્વ-સંસ્કારોનુ બળ ઘટી જાય છે. આત્મબળ વધી જાય છે અને પ્રાપ્ત થયેલો બોધ સતત સ્મરણમા રહેવાથી મોહદશાનુ જોર ચાલતું નથી. અર્થાત્ યથાર્થ આત્મજ્ઞાનનો ઉદય થાય છે. આ કારણને લીધે શાસ્ત્રોમાં અભ્યાસ અને વૈરાગ્યથી મનોજય કરી આત્મસિદ્ધિ માટે પ્રેરણા કરી છે. અભ્યાસ વિના સાધકદશા હોય નહિ અને સાધકદશા વિના સિદ્ધદશા પ્રગટે નહિ, માટે શાસ્ત્રોમાં કહ્યો તેવો અભ્યાસ કરવો ઇષ્ટ છે, હિતકારી છે, અનિવાર્ય છે.

પ્રશ્ન : ૬ અધ્યાત્મની ભાવના કેવી રીતે ભાવવી?

ઉત્તર : ૬ અધ્યાત્મની પ્રાપ્તિ તે ધર્મજીવનની સાચી સફળતા છે. જેણે સાચા અધ્યાત્મજ્ઞાની બનવું હોય તેણે અવશ્ય પોતાના જીવનમાં અનેક સદ્ગુણો પ્રગટ કરી ઉત્તમ પાત્રતા પ્રગટ કરવી જોઈએ. પાત્રતાની પ્રાપ્તિની સાથે-સાથે આવી ભાવનાઓ ભાવવાથી પોતાના આત્માની શુદ્ધિ થઈને અધ્યાત્મમાર્ગમાં વિકાસ થઈ શકશે.

(અ) હું મારા સ્વરૂપમાં છું કે નહીં? સદ્ઉપયોગમાં છું કે નહી? ધર્મધ્યાનમાં છું કે નહીં? મારામાં વીતરાગતા, માર્દવ, સંતોષ, પવિત્રતા, કરુણા આદિ ઉત્તમ ભાવો છે કે નહીં? ઇત્યાદિ.

(च) સર્વ જીવો પ્રત્યે મૈત્રીભાવ, ગુણવાન પુરુષોને જોઈને સહર્ષ તેમના ગુણો ગ્રહણ કરવાનો ભાવ, દુઃખી જીવો જોઈને કરુણાથી તેમનાં દુઃખ દૂર કરવાનો ભાવ તથા ક્રૂર, નાસ્તિક અને દુર્જન પુરુષો પ્રત્યે મધ્યસ્થભાવ રાખવાનો અભ્યાસ હું કરી રહ્યો છું કે નહીં? પોતાનામાં પ્રગટ થયેલા ગુણો ગૌણ કરું છું કે નહીં અને પોતાના દોષો જોવામાં અપક્ષપાતી થઈ તેમને દૂર કરવાના પ્રયત્નમાં છું કે નહીં? ઇત્યાદિ.

(क) પરમ શાંત રસમાં નિમગ્ન પરમાત્મા, આત્મજ્ઞાની સમાધિનિષ્ઠ પ્રબુદ્ધ સદ્ગુરુ અને દયામય ધર્મની આરાધનામાં વારંવાર મારું ચિત્ત લાગી રહ્યું છે કે નહીં અને તેમ કરવામાં પ્રતિબંધક કારણો હું છોડી રહ્યો છું કે નહીં? ઇત્યાદિ.

(ङ) આત્મા જ દેવ, આત્મા જ ગુરુ, આત્મા જ ધર્મ, આત્મા જ સુખ, આત્મા જ મોક્ષ, આત્મા જ અખંડ આનંદનું ધામ અને આત્મા જ પરમાત્મા છે એવી ભાવનાના આલંબનથી વૃત્તિ અંતર્મુખ અને નિર્મળ કરી રહ્યો છું કે નહી? ઇત્યાદિ.

પ્રશ્ન : ૭ તો આ થોડા અધ્યાત્મજ્ઞાનના બોલો ગોખી પોતાને જ્ઞાની માને તે કેવા છે?

ઉત્તર : ૭ જ્ઞાનીની દૃષ્ટિમાં તેઓ કરુણાપાત્ર છે. કર્મબંધ માત્ર પોતાની માન્યતા પ્રમાણે નથી થતો પણ દશા પ્રમાણે થાય છે. વળી જીવનમાં અનુભૂતિ પણ દશાની-અવસ્થાની હોય છે, માન્યતાની હોતી નથી. જેઓ મુખ્યપણે આત્માનંદના ભોગી હોય તેઓ વિષયાનંદના પ્રેમી હોતા નથી. આત્મજ્ઞાનથી પરિતૃપ્ત પુરુષ રુચિપૂર્વક સાંસારિક વિષયોમાં રમે નહીં કારણ કે તે સાચા આનંદના દેનારા નથી તેવું તેનુ સ્પષ્ટ અને દૃઢ અંતર્-શ્રદ્ધાન હોય છે. વળી આત્માનંદના અનુભવથી તેઓનુ ચિત્ત શીતળ અને શાંત થયુ હોય છે. તેથી અયોગ્ય વિષયોમાં તેમની પ્રવર્તનબુદ્ધિ ઘટતી નથી.

માટે અનુભવજ્ઞાની તે અનુભવજ્ઞાની છે અને શુષ્ક જ્ઞાની તે શુષ્ક જ્ઞાની છે.

પ્રશ્ન : ૮ તે બન્ને વચ્ચે કેવી રીતે ભેદ પાડવો ?

ઉત્તર : ૮ તે કામ સહેલુ નથી. બાહ્યદૃષ્ટિવાન પુરુષને તો બન્ને સરખા લાગે છે, પરંતુ સાચી સાધનાના બળે જેમણે મુમુક્ષુપણું પ્રગટ કર્યું છે તેમને એક અંતરદૃષ્ટિ પ્રાપ્ત થાય છે જેને 'મુમુક્ષુનાં નેત્ર' કહે છે અને તે નેત્રો મહાત્માને – સાચા અનુભવી પુરુષને – ઓળખી શકે છે. આમ સ્વચ્છંદનો નિરોધ કરીને અને સત્સંગયોગે તત્ત્વબોધની પ્રાપ્તિથી જો ઉત્તમ મુમુક્ષુપણું પોતે સત્પુરુષાર્થથી પ્રગટાવે તો તે સાચો ઝવેરી બનવાથી સત્પુરુષરૂપી હીરાને પારખી શકે છે. અત્યંત આત્મજાગૃતિ, નિઃસ્પૃહતા, અવિરુદ્ધ સ્પષ્ટ આત્માર્થબોધક વાણી, અંતર્મુખ વલણ અને સમત્વદ્યોતક નિરાગ્રહી તત્ત્વદૃષ્ટિનું જીવનવ્યવહારનાં કાર્યોમાં પડતું પ્રતિબિંબ એ આદિ વડે અનુભવજ્ઞાની શુષ્ક જ્ઞાનીથી જુદા પડી જાય છે. એકમાં પરમાર્થદશા પ્રગટ થવાથી સાહજિકતા છે, બીજાએ માત્ર સ્વાંગ લીધો છે, તથારૂપ દૃષ્ટિ કે દશા પ્રગટ્યાં નથી.

પ્રશ્ન : ૯ આ જમાનામાં અનુભવજ્ઞાની વિષે તમારો અભિપ્રાય શું છે ?

ઉત્તર : ૯ આ જગતમાં અત્યારે અનુભવજ્ઞાનીઓની સંખ્યા આંગળીને વેઢે ગણી શકાય તેટલી જ હોવી સંભવે છે, કારણ કે મોહગ્રંથિનો ભેદ કરવા સુધી આત્મવીર્યને વિસ્તારવાવાળા સત્યનિષ્ઠ સાધકો વિરલ જ દેખાય છે.

વળી દુનિયાના લોકોને અનુભવજ્ઞાનીનુ ઓળખાણ, રુચિ કે આશ્રય હોતાં નથી કારણ કે દુન્યવી વસ્તુઓની પ્રાપ્તિમાં

જ તેમને રસ છે અને તે જ ખરેખર તેમનું ધ્યેય છે. સાચા જ્ઞાની તો દુન્યવી વસ્તુઓ પ્રત્યે ઉદાસીન છે તેથી લોકો જ્ઞાની પ્રત્યે ઉદાસીન છે. મોટો લોકસમૂહ ભેગો કરવો કે ઘણા લોકોમાં પોતાની માન્યતા વધારવી તે કાંઈ જ્ઞાનીને ઇષ્ટ નથી, તેને તો મુખ્યપણે આત્મશુદ્ધિ અને આત્મસમાધિ જ ઇષ્ટ છે. આમ છતાં કરુણાના સાગર એવા તે મહાજ્ઞાનીઓ કોઈક યોગ્ય ધર્મલોભી જીવોને સહજપણે સત્ય ધર્મનો ઉપદેશ આપી સન્માર્ગે ચડાવે છે.

પ્રશ્ન : ૧૦ તો પૂર્વે અનેક જ્ઞાની પુરુષોને મોટો શિષ્ય-પરિવાર કે લોકમાન્યપણું હતું તેનું શું ?

ઉત્તર : ૧૦ કોઈ કોઈ જ્ઞાનીને પુણ્યયોગથી તેવું લોકમાન્યપણું હો તો હો, પણ તે અર્થે તેમનો વિશેષ પ્રયત્ન હોતો નથી. હા, ધર્મલોભી જીવો સત્યમાર્ગને પામે અને તેથી તેમને પરમાનંદની પ્રાપ્તિ થાય એવી કરુણાબુદ્ધિ તેમને હોય છે પણ લોકકલ્યાણમય પ્રવૃત્તિ તેમના જીવનનું ઉપફળ હોય છે, મુખ્ય ફળ નહિ. જ્ઞાન અને ચારિત્રની અત્યંત નિર્મળતાથી થોડા ઉત્તમ પુરુષો તેમના પ્રત્યે આકર્ષાય છે અને તેઓ તો સન્માર્ગને પામી જાય છે, પરંતુ તેમના આવા અંતેવાસી શિષ્યોને ત્યાર પછી સામાન્ય લોકો ગતાનુગતિક ન્યાયથી અનુસરે છે, અને મૂળ અનુભવી પુરુષના શિષ્યોનો સમૂહ આ પ્રમાણે કાળક્રમે ઘણો વિસ્તાર પામી શકે છે. માટે મોટા શિષ્ય-પરિવારવાળા થયેલા પૂર્વના મહાજ્ઞાની પુરુષો વિષે પણ એમ જ જાણવું કે તેમના સાચા શિષ્યો તો પ્રમાણમાં થોડા જ હતા; બાકી તો નામ-માત્ર શિષ્યોની સંખ્યા ઘણી મોટી હતી.

પ્રશ્ન : ૧૧ આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે અધ્યાત્મજ્ઞાનીના સમાગમનું સહકારીપણું સાધકને કેવી રીતે હોઈ શકે છે ?

ઉત્તર : ૧૧ જો બગીચાને માળીની જરૂર છે, ખેતરને રખેવાળની જરૂર છે, કમળને ખીલવા માટે સૂર્યકિરણોની જરૂર છે અને સંસ્કારી બાળઉછેર માટે માતાની જરૂર છે તો સાધકદશાની ઉત્પત્તિ, સંરક્ષણ, સંવર્ધન અને સંતોત્પત્તિકરણમાં (સાધકમાંથી સંત થવાની પ્રક્રિયામાં) અધ્યાત્મજ્ઞાનીના સાન્નિધ્ય અને આશ્રયની પણ જરૂર છે એમ જાણીએ છીએ.

અનાદિથી અપરિચિત એવું જે આત્મતત્ત્વ તે આ જગતમા એકમાત્ર અનુભવી સંતમાં જ પ્રગટપણે જોવા મળી શકે છે. જોકે તેમનું શુદ્ધાત્મત્વ એકદમ ઓળખાતું નથી તોપણ જેમ મોરલીના નાદે સર્પ જાગીને ડોલવા લાગે છે તેમ, તેમની દિવ્યપણાથી વ્યાપ્ત એવી મન-વચન-કાયાની પ્રવૃત્તિથી ઉત્પન્ન થતાં પવિત્ર સ્પંદનોના વાતાવરણમા નિકટભવી સુપાત્ર સાધકજીવની મોહમૂર્છા ઊતરવા લાગે છે. જેમ ઝવેરીને સાચા હીરાનુ ઓળખાણ પડી જાય છે તેમ મુમુક્ષુને પણ સાચા અધ્યાત્મજ્ઞાનીનુ ઓળખાણ પડી જાય છે. હા, એ સત્ય છે કે તેનુ મુમુક્ષુપણું યથાર્થ અને ઉચ્ચ કોટિનુ હોવું જોઈએ. વળી મોક્ષની સાધના સામાન્યપણે લાંબી છે તેથી વચ્ચે વચ્ચે આવતાં અનેક વિઘ્નોથી બચાવવા. માર્ગમાં આવતી અનેક મુશ્કેલીઓ દૂર કરવા. નિરાશાના સમયમાં આશાનું કિરણ પ્રાપ્ત કરવા અને અંત સુધી લોકોત્તર માર્ગની પ્રેરણા પ્રાપ્ત કરવા જીવંત અધ્યાત્મજ્ઞાનીનો સમાગમ સાધકને માટે ઉત્તમ સહકારી કારણ છે. આ વાત માત્ર તર્કગમ્ય નથી પરંતુ તર્ક સાથે અનુભવગમ્ય પણ છે એમ જાણો. કલ્યાણ થાઓ.

પ્રશ્ન : ૧૨ અધ્યાત્મનો મહિમા શાસ્ત્રોના આધારે બતાવો.

ઉત્તર : ૧૨

૧. જે જાણે પરમાત્મને અને તજે પરભાવ,
પંડિત આત્મા જાણ તે, તે છોડે ભવ સાવ

૨. શમાવી ચિત્તવિક્ષેપો, એકાંતે લીન આત્મમાં,
અભ્યાસે ઉદ્ધસે યોગી, સહજાતમતત્ત્વતા.

૩. સદ્‌બોધ સદ્‌ગુરુ તણો જીવ જે ઉપાસે,
તેને નિજાત્મ થકી પુદ્‌ગલ[1] ભિન્ન ભાસે,
સ્વાનુભવે સહજ આત્મસ્વરૂપ રાજે,
પામી સમાધિ શિવમંદિર તે વિરાજે.

૪. ધન્ય જ્ઞાની ભગવંત તે, જે પરભાવ તજંત,
લોકાલોક પ્રકાશકર, આત્મા વિમલ લહંત.

૫. દાંત શાંત સદા ગુપ્ત, મોક્ષાર્થી સમકીતિ જે,
અધ્યાત્મવૃદ્ધિને કાજે કૃતિ કરે નિર્દંભ તે.

(૬) નિજ સ્વરૂપ જે કિરિયા સાધે, તેહ અધ્યાતમ લહિયે રે,
જે કિરિયા કરી ચૌગતિ સાધે તે ન અધ્યાતમ કહિયે રે
નામ અધ્યાતમ ઠવણ અધ્યાતમ, દ્રવ્ય અધ્યાતમ છંડો રે,
ભાવ અધ્યાતમ નિજ ગુણ સાધે, તો તેહશું રઢ મંડો રે
શ્રી શ્રેયાંસજિન અંતરયામી, આતમરામી નામી રે....

(૭) ચિત્તરૂપી રણ ઉપર અધ્યાત્મરૂપી વર્ષા થવાથી યોગનું બીજ પુષ્ટ થાય છે. પુણ્ય-પરંપરાઓની પ્રાપ્તિ થાય છે અને સર્વત્ર ઘણી જ શાંતિનો અનુભવ થાય છે.

(૮) ચિત્તરૂપી નગરીમાં અધ્યાત્મરૂપ સૂર્યનો ઉદય થતાં તેના પ્રખર પ્રતાપથી અજ્ઞાનરૂપ અંધકાર ક્યાંથી રહે? વળી તેના પ્રતાપથી વિષયભોગરૂપ કાદવ સુકાઈ જાય છે અને ક્રોધ, માન, માયા લોભ વગેરે ચોરો પલાયન થઈ જાય છે.

(૯) આનંદપૂર્ણ સમાધિરૂપ અમૃતને ફેલાવનાર અધ્યાત્મરૂપ ચન્દ્રની સ્પૃહા જેના ચિત્તમાં પ્રગટી નથી તે નિષ્ફળ જન્મવાળો મનુષ્ય, મનુષ્યની આકૃતિરૂપે પશુ છે.

(૧૦) જેની ચિત્તવૃત્તિ આત્મસ્વરૂપમાં રમણ કરે છે. જે સંસારના પ્રપંચ તરફ મધ્યસ્થ થઈ ગયો છે અને જે અધ્યાત્મ-

---

૧. પુદ્‌ગલ = જડ, અચેતન

રાજેશ્વરના અનુગ્રહને પામ્યો છે તેને સિદ્ધિઓની અને લબ્ધિઓની પ્રાપ્તિમાં શું ન્યૂનતા હોઈ શકે ?

(૧૧) ધ્યાન, મૌન, તપ, અને અનુષ્ઠાન–આ બધું અધ્યાત્મ-માર્ગની સન્મુખ હોવું જોઈએ, નહીં તો કલ્યાણકારક થાય નહીં. દરેક પ્રવૃત્તિ લક્ષ્યવાળી હોય તો જ યોગ્ય ગણી શકાય.

(૧૨) મોહના સામર્થ્યને વશ નહીં થયેલા એવા મહાત્મા-ઓની આત્માને લક્ષીને થયેલી શુદ્ધ પ્રવૃત્તિને ભગવાન અધ્યાત્મ કહે છે.

(૧૩) યથાર્થ સમજાયે પરભાવથી આત્યંતિક નિવૃત્તિ કરવી તે અધ્યાત્મમાર્ગ છે. જેટલી જેટલી નિવૃત્તિ તેટલા તેટલા સમ્યક્ અંશ છે .... ભાવ અધ્યાત્મ વિના અક્ષર (શબ્દ) અધ્યાત્મીનો મોક્ષ નથી થતો. જે ગુણો અક્ષરોમાં રહ્યા છે તે ગુણો જો આત્મામાં પ્રવર્તે તો મોક્ષ થાય.

આત્મા મુખ્યપણે આત્મસ્વભાવે વર્તે તે અધ્યાત્મજ્ઞાન.



## અંતમંગળ

આ રીત તેથી પૂર્ણ થાયે 'સાથી-સાધક' ગ્રંથ આ;
જેમાં કહ્યો છે માર્ગ જે સૌ જીવને હિતકર સદા.
જે શ્રીગુરુઓનાં મુખેથી શ્રવણ કર્યું આ જન્મમાં;
ને પૂર્વસંસ્કારો તણું ભાથું ભળ્યું છે જેહમાં.
અભ્યાસ અલ્પમતિ થકી બનિયો કંઈ આ જીવનમાં;
ને અલ્પ અનુભૂતિ થઈ જે કાંઇ આ નરજન્મમાં.
સર્વજ્ઞ-સદ્‌ગુરુ-સંગશુભથી દોષ જે કંઈ પરિહર્યા;
ને શાસ્ત્રસમ્મત રીતથી કરી તત્ત્વની આરાધના.
તોપણ ભર્યો અવગુણ અનેકે મંદમતિ હું આત્મ આ;
અવગુણ જોઈ મુજ તણા હાંસી ન કરશો બુધજના.
રૂડું કંઈ દેખાય અહીં જો સંતજનકૃપા ગણો;
ને દોષસહ જે હોય તે મુજ તુચ્છની ત્રુટિઓ ગણો.
શુભભાવ અર્થે થઈ જ રચના અન્ય કંઇ છે કામ ના;
સર્વજ્ઞશાસન શરણ ચાહું અન્ય ના ઇચ્છું કદા.
ગુરુરાયના પરતાપથી પામું પૂરણ નિજસંપદા;
સૌ જીવ વરજો એ રીતે સ્વદ્રવ્ય-શાશ્વત ચેતના.



# પરિશિષ્ટ–૧

[આ ગ્રંથના અધ્યયન-ખંડનાં વિવિધ પ્રકરણોના 'વિષયનો મહિમા' અને 'જીવંત દૃષ્ટાંતો'ના પેટાવિભાગમાં જેમનો આધાર લેવામાં આવ્યો છે તે તે ગ્રંથાદિ સ્રોતની કક્કાવાર સૂચિ અહીં સાભાર અવતરિત કરવામાં આવે છે.]

૧. અધ્યાત્મતત્ત્વાલોક (મુનિશ્રી ન્યાયવિજયજી)
૨. અધ્યાત્મસાર (ઉપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી)
૩. અષ્ટાંગયોગસૂત્ર (મહર્ષિ પતંજલિ)
૪. અભિનંદનગ્રંથો (વિવિધ)
૫. આત્મકથા (મહાત્મા ગાંધીજી)
૬. આત્મસિદ્ધિશાસ્ત્ર (પરમ તત્ત્વજ્ઞ શ્રીમદ્ રાજચન્દ્રજી)
૭. આદર્શ દૃષ્ટાંતમાળા–ભાગ ૧ (સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય)
૮. આદર્શ દૃષ્ટાંતમાળા–ભાગ ૨ ( ,, )
૯. આનંદઘનજી (અધ્યાત્મયોગી)
૧૦. ઈમર્ઝન આર. ડબ્લ્યુ. (અમેરિકન દાર્શનિક : ઈ. સ. ૧૮૦૩–૧૮૮૨)
૧૧. ઈશ્વરના આશંકા
૧૨. ઇષ્ટોપદેશ (ગુજરાતી પદ્યાનુવાદ, રાવજીભાઈ દેસાઈ)
૧૩. ઈસુખ્રિસ્ત (Jesus Christ).
૧૪. ઉત્તરાધ્યયનસૂત્ર
૧૫. ઉપદેશછાયા (પરમ તત્ત્વજ્ઞ શ્રીમદ્ રાજચન્દ્ર)
૧૬. ઉપદેશપદ (શ્રી હરિભદ્રસૂરિ)
૧૭. ઉપદેશામૃત (શ્રીમદ્ લઘુરાજ સ્વામી, અગાસ)
૧૮. કબીરવાણી
૧૯. કાર્લાઇલ થોમાસ
૨૦. કાલિદાસ (સંસ્કૃતના મહાકવિ)
૨૧. કેન-ઉપનિષદ
૨૨. કેર્નીગ (અમેરિકન ધર્મગુરુ)
૨૩. ચતુર્વિંશતિસ્તવન (યોગીરાજ આનંદઘનજી)

૨૪. ચાણક્યનીતિશતક
૨૫. ચિદાનંદજી (અધ્યાત્મયોગી)
૨૬. ચીલો (મહાન ગ્રીક તત્ત્વચિંતક)
૨૭. જીવનનું ભાથું (પુનિત-પ્રકાશન)
૨૮. ટૉલ્સ્ટૉય લિયો (મહાત્મા)
૨૯. તત્ત્વભાવના (આચાર્ય અમિતગતિ)
૩૦. તુલસીરામાયણ (સંત તુલસીદાસ)
૩૧. તૈતિરીય-ઉપનિષદ્–ભૃગુવલ્લી
૩૨. દયાનંદ સરસ્વતી (સ્વામી)
૩૩. દશવૈકાલિકસૂત્ર
૩૪. દ્યાનતરાયજી (અધ્યાત્મ-કવિવર)
૩૫. ધર્મ (શ્રી ગોયન્કાજી, ઈગતપુરી)
૩૬. નરસિંહ મહેતા (પ્રસિદ્ધ ભક્તકવિ)
૩૭. નિયમસાર (આચાર્ય શ્રી કુંદકુંદસ્વામી)
૩૮. ન્યાયવૈશેષિકદર્શન (ડૉ. નગીનભાઈ જે. શાહ)
૩૯. પંચતંત્ર
૪૦. પુનિતપ્રસાદી
૪૧. પ્રવચનસાર (આચાર્ય શ્રી કુંદકુંદસ્વામી)
૪૨. પ્રજ્ઞાવબોધ (શ્રી બ્રહ્મચારી ગોવર્ધનદાસજી, અગાસ)
૪૩. પ્રીતમદાસજીની વાણી
૪૪. પ્રેરક પ્રસંગો (મુકુલભાઈ કલાર્થી)
૪૫. બનારસીદાસ (પ્રસિદ્ધ અધ્યાત્મ-કવિવર)
૪૬. બિસ્માર્ક (જર્મન પ્રિન્સ)
૪૭. બુદ્ધિસાગરસૂરિ (શ્રી જયભિખ્ખુ–પાદરાકર)
૪૮. બ્રહ્મચર્ય (મુનિ શ્રી ચન્દ્રશેખરજી)
૪૯. બ્રહ્મવિલાસ (વિદ્વદ્વર્ય ભૈયા ભગવતીદાસજી)
૫૦. બ્રહ્માનંદજી (પ્રસિદ્ધ ભક્તકવિ)
૫૧. બૃહદ્-આલોચના (લાલા રણજિતસિંહકૃત)
૫૨. ભાગવત-એકાદશસ્કંધ (શ્રીમદ્)
૫૩. ભાવનાબોધ (પરમ તત્ત્વજ્ઞ શ્રીમદ્ રાજચન્દ્રજી)
૫૪. ભૂધરવિલાસ (પ્રસિદ્ધ અધ્યાત્મ-કવિવર)

૫૫. મલૂકદાસ (સંત-કવિ)
૫૬. મહાભારત (મહર્ષિ વ્યાસ)
૫૭. માર્ડન ઓ. એસ. (અંગ્રેજી દાર્શનિક)
૫૮. મૂઠી ઊંચેરો માનવી (શ્રી રવિશંકર મહારાજનું જીવનવૃત્ત)
૫૯. મૅકિયાવલ્લી (ઇટાલિયન પ્રવક્તા : ઈ. સ. ૧૪૬૯–૧૫૨૭)
૬૦. મેરી ભાવના (જુગલકિશોર મુખ્તાર–યુગવીરજી)
૬૧. મોક્ષપ્રાભૃત (આચાર્ય શ્રી કુંદકુંદસ્વામી)
૬૨. મોક્ષમાળા (પરમ તત્ત્વજ્ઞ શ્રીમદ્ રાજચન્દ્રજી)
૬૩. યોગસાર (યોગીન્દ્ર યોગીન્દુદેવ વિરચિત)
૬૪. યોગસારપ્રાભૃત (આચાર્ય શ્રી અમિતગતિ)
૬૫. રવીન્દ્રનાથ ટાગોર (મહાકવિ)
૬૬. રસ્કિન (વિજયપંથ)
૬૭. રાજપદ (પરમ તત્ત્વજ્ઞ શ્રીમદ્ રાજચન્દ્ર)
૬૮. રાજસ્થાનનો જૈન ઇતિહાસ
૬૯. રામતીર્થ (સ્વામી)
૭૦. વાદીભસિંહ (આચાર્યશ્રી)
૭૧. વિલિયમ જેમ્સ (અમેરિકન દાર્શનિક)
૭૨. વિવેકચૂડામણિ (શ્રીમદ્ શંકરાચાર્યજી)
૭૩. વિવેકાનંદ (સ્વામી)
૭૪. વ્યાસ (મહર્ષિ)
૭૫. શુક્લ રામચન્દ્ર (પ્રસિદ્ધ હિંદી લેખક)
૭૬. શ્રીમદ્ ભગવદ્ગીતા
૭૭. શ્રીમદ્ રાજચન્દ્ર (ગુજરાતી આવૃત્તિ-અગાસ)
૭૮. સંતોના પ્રેરક પ્રસંગો (સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય)
૭૯. સંતોનુ સદાવ્રત (પુનિત પ્રકાશન)
૮૦. સત્કથા-અંક (કલ્યાણ-હિંદી-ગોરખપુર)
૮૧. સમયસાર (આચાર્ય શ્રી કુંદકુંદસ્વામી)
૮૨. સમયસાર નાટક (અધ્યાત્મ-કવિવર બનારસીદાસજી)
૮૩. સમાધિશતક (આચાર્ય શ્રી પૂજ્યપાદસ્વામી)
૮૪. સરયુદાસ (મહાત્મા) (સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય)
૮૫. સર્વાર્થસિદ્ધિ (આચાર્ય શ્રી પૂજ્યપાદ સ્વામી)

૮૬. સારસમુચ્ચય (આચાર્ય શ્રી કુલભદ્ર)
૮૭. સીસરો (પ્રાચીન ઇટાલિયન વક્તા)
૮૮. સ્વામી કાર્તિકેયાનુપ્રેક્ષા (મુનીશ્વર કાર્તિકેયસ્વામી)
૮૯. હરિભાઉ ઉપાધ્યાય
૯૦. હિતોપદેશ
૯૧. જ્ઞાનસાર (ઉપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી)
૯૨. જ્ઞાનાર્ણવ (આચાર્ય શ્રી શુભચન્દ્ર—ભાષાવચનિકા સહિત)

## શુદ્ધિપત્રક

| પૃષ્ઠ સંખ્યા | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | નીચેથી બીજી | સન્સમાગમ | સત્સમાગમ |
| ૬ | ૧૦ | એઠ | એંઠ |
| ૧૨ | ૮ | ચિત્ત | ચિત્તે |
| ૩૦ | ૫ | સંસ્કારો | સંસ્કારોનો |
| ૧૧૫ | ૩ | આગર | સાગર |
| ૧૧૫ | ૪ | સાગર | આગર |
| ૧૧૫ | ૯ | ધૈર્યપાલ | ધૈર્યપાલ |